વર્ષ ૩ અંક ૩ અષાઢ સુદ ૧૧, ૨૦૬૫

# શ્રીગોકુલેશ પાઠશાળા

## શ્રીદેવશયની એકાદશી વ્રત (ચાતુર્માસ નિયમ પ્રારમ્ભ)



અનુક્રમણિકા



રાગ મલ્હાર :-

ઝૂલત વલ્લભલાલ હીંડોરે ઝૂલત વલ્લભલાલ

કસૂંબી પાગ કેસર રંગ ધોતી ઉર સોહે તુલસીમાલ ।। ૧ ।।

ઝુલે ઝૂલાવે પ્રિયા પ્યારી કું મોહન રસાલ ।।

યા છબિ ઉપર વારિ વારિ બલિ જાયે દાસગોપાલ ।। ૨ ।।

સર્વ શ્રીગોકુલેશચરણશરણાનુરાગી સમાજ,

જૈ જૈ શ્રીગોકુલેશ,

શ્રીગોકુલેશ પાઠશાળા આપ સર્વે શ્રીગોકુલેશચરણશરણાનુરાગી સમાજને શ્રીગુરુપૂર્ણિમાની વધાઇ. શ્રીગુરુપૂર્ણિમા એટલે સનાતન ધર્મમાં શ્રીગુરુપૂજનાત્મક પર્વ છે. જેને ચાતુર્માસ નિયમનો પ્રારમ્ભ ન એકાદશીએ ન કર્યો હોય તો દ્વાદશી (બારસ) અથવા આજના પૂર્ણિમાના દિવસથી પ્રારમ્ભ કરવો. સાથેજ હવે હિન્ડોળાનો પ્રારમ્ભ થઇ રહ્યો છે. આવા ઉત્સવો આપણા જીવનમાં અનેક પ્રકારે નવિનતા, ઉત્સાહ અને શ્રીપ્રભુને સુખ પ્રદાન કરનારા છે. આપણે પણ આવા ઉત્સવોને સદૈવ માર્ગાનુસાર જાણીએ, માણીએ. ભક્તો પણ આવા ઉત્સવો પર જે અનુભવ કર્યો છે, તેને પોતાના પદોમા વર્ણન પામ્યો છે.

એક સમય એવો પ્રસંગ બન્યો. શ્રીગોકુલેશજી શ્રીજીદ્વારમાં ઉપર મંદિર પાછળ સંધ્યાવંદન કરતા હતા. ત્યાં ભીંતે એક મંકોડો ચઢતો હતો અને વિસલી પડતો હતો અને વળી ચઢતો જ હતો. તે જોઇને આપશ્રીના એક સેવક દિનકર હસ્યા. ત્યારે શ્રીગોકુલેશજીએ આજ્ઞા કરી કે જે કહા હૈ?, ત્યારે દિનકરે કહ્યું જે રાજ! એક મકોડો છે તે ભીંતથી ખસી પડે છે ને વળી ચઢે છે.

ત્યારે આપશ્રીએ શ્રીમુખે આજ્ઞા કરી, જે ભલૌ હૈ!. જ્યારે શ્રીગોકુલેશજીએ આવી આજ્ઞા કરી તે સમયે આપશ્રીની પાસે કલ્યાણ ભટ્ટજી ( ખંભાલીયાવાળા)એ વિનંતી કરી જે રાજ! આપશ્રીને કિમ ભલું કહ્યું!

**ત્યારે શ્રીમુખે આજ્ઞા કરી : જે યાતે ભલૌ જ, જે છાંડત નાહી, ગિરત હે અરુ ફેરી ચઢત હે, એસો ચાહિયે.**

હવે આ વચનનું તાત્પર્ય શું? શ્રીભર્તૃહરિજી દ્વારા નીતિશતકમાં શ્લોક ૨૭માં જણાવે છે કે

**પ્રારભ્યતે ન ખલુ વિઘ્નભયેન નીચૈ:**
**પ્રારભ્ય વિઘ્નવિહિતા વિંરભન્તિ મધ્યા: ।।**
**વિઘ્નૈ: પુન: પુનરપિ પ્રતિહન્યમાના:**
**પ્રારભ્ય ચોત્તમજના ન પરિત્યજન્તિ ।।**

નીચ પુરુષો વિઘ્નના ભયથી કાર્યનો આરંભ કરતા નથી, મધ્યમ પુરુષૌ કાર્યનો આરંભ કરે છે પણ તેમાં વિઘ્ન આવવાથી કાર્ય છોડી ચે છે અને ઉત્તમ પુરુષો તો આરંભ કરીને તેમાં વારંવાર વિઘ્ન આવવા છતાં છોડતા નથી. આવા ઉત્તમ પુરુષોમાં ઉદ્યમ, સાહસ, ધૈર્ય, બુદ્ધિ, શક્તિ અને પરાક્રમ એ છ બાબતો હોય છે. આવા ઉત્તમ પુરુષોને ભગવાન સદા સહાય કરે છે.





પ્રયત્નને પગલે પગલે ફળ છે. પરંતુ જે પ્રથમ પગલે જ ફલ ચાહે તે સદા નિષ્ફળ છે. પર્વતની જેમ પ્રયત્ન અડગ અને અચલ જોઇએ. વિક્ષેપો, વિરોધીઓ, વિપત્તિઓ, પ્રતિસ્પર્ધીઓ, પ્રતિકૂલતાઓ સામે આવે પણ પ્રયત્ન ન તૂટે, તેને ત્યાં અમૃતનાં ઝરણાં છૂટે. પ્રયત્ન-પર્વત ઉપરથી સુખ-સંપત્તિનાં ઝરણા વહે છે. (શ્રીમદ્ ભાગવત તત્ત્વસુધા બિંદુ).

ઉપરનો પ્રસંગ આપણને એવો લાગે જેમ એક કવિએ પોતાની કવિતામાં કરોડિયા માટે લખ્યો હોય. કરતાં જાળ કરોળિયો, ભોંય પડી પછડાય. એક કવિ એમ પણ લખે છે કે હરિનો મારગ છે સૂરાનો નહિં કાયરનું કામ...

કોઈપણ ભક્તિમાર્ગમાં વિપત્તિઓ, વિરોધીઓ રહેશે, પણ જો આપણે એ વિઘ્નોને પાર કરીશું, તો શ્રીપ્રભુ સદાય સહાય કરે છે. જીવનના પથ-પથપર આવી પરિસ્થિતિઓ આવે છે. પણ શું આપણે કરોળિયાની જેમ તાંતણા વણવાનું ચાલુ રાખીશું કે પછી ત્યાંને ત્યાંજ બેસી રહીશું ? શ્રીમહાપ્રભુજીના માર્ગમાં તો નિત્ય વિહાર છે, નિત્ય આગળ વધવું છે, તો પછી આવતી વિપરિત પરિસ્થિતિનો સામનો કરી આગળ વધીએ. શ્રીમહાપ્રભુજી પણ આપણને સૂરદાસજીને સંબોધીને આજ્ઞા કરે છે કે સૂર વ્હૈકે કાહેકો ગિગિયાત હૈ ? કછુ ભગવદ્ લીલા કો ગાન કર. આપણે પણ આગળ વધીએ અને પુષ્ટિભક્તિમાર્ગ પર આગળ વધીએ. શ્રીમહાપ્રભુજી સદાય સાથે છે.

**પ્રશ્ન :- આપણુ કર્તવ્ય શું ? જનસેવા કે ભગવત્સેવા ?**

ઉત્તર :- આજે પુષ્ટિમાર્ગીય વૈષ્ણવોમાં બે પ્રશ્નો પૂછાય છે – પુષ્ટિમાર્ગમાં પરોપકાર જેવા માનવધર્મનું કોઈ સ્થાન હોવું જોઈએ કે કેમ ? પુષ્ટિમાર્ગીય વૈષ્ણવનું મુખ્ય કર્તવ્ય શું ? જનસેવા કે પ્રભુસેવા ?

આજે ઘણા વૈષ્ણવોને શ્રીમહાપ્રભુજીના સિદ્ધાંતોની સાચી માહિતી નથી, તેથી આ બધી બાબતોમાં રોજ નવી નવી વાતો સાંભળવાથી વૈષ્ણવો ગુંચવાય છે, પુષ્ટિમાર્ગને અનુસરવામાં તેમને દિશાભ્રમ થાય છે; અને તેથી તેઓ અવળા માર્ગે ચઢી જતા જોવા મળે છે.

આ સંજોગોમાં જનસેવા અને પ્રભુસેવા વિષ શ્રીમહાપ્રભુજીનો સિદ્ધાંત શું છે, તે આપણે સમજવા પ્રયત્ન કરીએ. શ્રીમહાપ્રભુજી માને છે કે પૃથ્વી પરના દરેક જીવમાં પ્રભુએ કોઈક પ્રકારનો બીજભાવ સ્થાપિત કરેલો છે. જેના હૃદયમાં જે પ્રકારનો બીજભાવ છે, તે જીવ તે જ પ્રકારના ચોક્કસ માર્ગ ઉપર ચાલી શકે છે. તે બીજા કોઈ માર્ગે સરળતાથી અને સફળતાથી ચાલી શકતો નથી. (જેમ વડનું બીજ વાવીએ તો વડનું વૃક્ષ જ ઊગે, તેમાંથી ગુલાબનો છોડ ઊગે નહીં તેમ.)

શ્રીમહાપ્રભુજી ‘પુષ્ટિપ્રવાહમર્યાદા’ ગ્રંથના બારમા શ્લોકમાં સ્પષ્ટ રીતે સમજાવે છે કે : ‘જે પુષ્ટિજીવ છે, તેના હૃદયમાં સાક્ષાત પૂર્ણ પુરુષોત્તમ એવા વ્રજાધિપતિ શ્રીકૃષ્ણની સ્વરૂપાસક્તિ અને સ્વરૂપસેવાનો જ બીજભાવ પ્રભુએ સ્થાપેલો છે. માટે પુષ્ટિમાર્ગીય જીવો બીજા જીવ કરતાં બીજભાવની દષ્ટિએ ભિન્ન છે. આ બાબતમાં કોઈ શંકાને અવકાશ નથી.’ શ્રીમહાપ્રભુજી સ્પષ્ટ શબ્દોમાં કહે છે કે : ‘આ પુષ્ટિજીવોની સૃષ્ટિ ભગવાનની રૂપસેવા માટે જ બનાવેલી છે, તેથી તે જ્ઞાનમાર્ગ કે કર્મમાર્ગના રસ્તે અથવા અન્ય સાધનોના અવળા માર્ગે જઈ શકતી નથી.





શ્રીમહાપ્રભુજીની આ આજ્ઞાને સાચા સ્વરૂપમાં આપણે સમજતા નથી એટલે તેનો અર્થ આપણને મન ફાવે તેમ ગોઠવીએ છીએ. કયારેક આપણે એમ કહીએ છીએ કે પ્રભુની સ્વરૂસેવા માટે પુષ્ટિસૃષ્ટિ છે. એટલે તેનું એકમાત્ર કર્તવ્ય પોતાના ઘેર કે મંદિરમાં બિરાજતા ઠાકોરજીનાં દર્શન કે સેવામાં સમાપ્ત થઈ જાય છે. કયારેક કેટલાક એમ કહે છે કે, અમે બ્રહ્મસંબંધ લઈ કંઠી બંધાવી એટલે અમે કૃતકૃત્ય થઈ ગયા, હવે અમારે કશું કરવાનું રહેતું નથી. સાચી વાત આ નથી. ભગવાને સ્થાપિત કરેલો બીજભાવ ખરેખર આપણા હૃદયમાં દઢ થઈ, જો તેને પ્રેમના અંકૂર ફૂટે અથવા તેના ઉપર આસક્તિનાં ફૂલ ખીલે અથવા વ્યસન–દશા રૂપી ફલ આવે તો તેવી સ્થિતિમાં સ્વાભાવિક રીતે આપણી દૃષ્ટિ પરોપકારનો વિચાર કરવા તરફ નહીં જાય. આપણને પ્રભુમાં સર્વાત્મભાવ પ્રગટે એટલે કે, આપણા પ્રભુ સિવાય બીજી કોઈ બાબતનું સાન, ભાન કે જ્ઞાન જ ન રહે. બીજી વસ્તુઓ અને વ્યક્તિઓમાં આપણને અનાત્મબુદ્ધિ થાય, તે સૌ પ્રભુપ્રેમમાં બાધક બનતાં લાગે તેવી પરિસ્થિતિમાં પરોપકારના વિષયમાં આપણું મન જ ન લાગે આ વાત ખૂબબ સ્વાભાવિક છે. ગોપીજનોએ આવી અવસ્થામાં ઉદ્ધવજીને કહ્યું હતું કે : ‘ઉધો, હમારે મન નહીં દસ–બીસ,’ (હે ઉદ્ધવ, પ્રભુએ અમને દસ–વીસ મન આપ્યાં નથી કે અમે કહો છો તે બધા માર્ગે મન લગાડી શકીએ. અમારે તો એક જ મન છે અને તે શ્યામમાં એવું ચોંટી ગયું છે કે બીજે લાગે તેમ નથી.) (ગોવિંદસ્વામી)ની વાર્તાને અહીં યાદ કરીએ, તેમની દીકરી મળવા આવી. તેમનાં બહેને ગોવિંદસ્વામીને કહ્યું : ‘દીકરી સાથે વાત તો કરો.’ ત્યારે ગોવિંદસ્વામીએ જવાબ આપ્યો હતો કે : ‘મારે એક જ મન છે. અહીં લગાડું તો ત્યાંથી નીકળી જશે અને ત્યાં લગાડું તો અહીં નહીં લાગે.’

આપણે શ્રીઠાકોરજીની તનુવિત્તજા સેવા વ્રજભકતોના ભાવથી કરીએ. તે કરતાં કરતાં તે સેવા ભાવાત્મિકા બને અને માનસીની અવસ્થાએ પહોંચે ત્યારે આપણો પ્રભુમાં સંપૂર્ણ નિરોધ થયો છે એમ કહેવાય. નિરોધ એટલે સંસારની વિસ્મૃતિ અને પ્રભુમાં સંપૂર્ણ આસક્તિ. આવી અવસ્થામાં આપણને પરોપકારના ધર્મનો કોઈ ખ્યાલ ન આવે તે સ્વાભાવિક છે. પરંતુ જયાં સુધી આવી ભાવાતિભોરતા ન થઈ હોય, જયાં સુધી આપણને આપણા દેહના સુખ–દુઃખનો ખ્યાલ આવતો હોય, જયાં સુધી જગતની અન્ય પ્રવૃત્તિઓમાં મન લાગતું હોય ત્યાં સુધી આપણે એમ કહીએ કે અમને પારકાનાં સુખ–દુઃખનો ખ્યાલ આવતો નથી, તો તે વાત બરોબર નથી. જયારે આપણને આપણી અહંતા અને મમતા ડગલે ને પગલે યાદ આવતી હોય ત્યારે જો આપણે પરોપકારથી દૂર ભાગીએ તો માનવું કે તેમાં આપણી સ્વાર્થપરાયણતા છે, તેમાં આપણી સ્વાર્થી વૃત્તિ જ રહેલી છે. આવા લોકોને પરોપકાર કરવા માટેનો ધર્મોપદેશ પ્રભુએ પોતે જ શ્રીભાગવતના દસમા સ્કંધના ૨૨મા અધ્યાયના ૩૫માં શ્લોકમાં નીચે પ્રમાણે આપ્યો છે :

‘જીવાત્માની દેહ ધારણ કર્યાની સફળતા જ એમાં છે કે પોતાના પ્રાણથી, ધનથી, બુદ્ધિથી અને વાણીથી પરોપકાર રૂપી કલ્યાણનું જ આચરણ કરતો રહે.’ શ્રીમહાપ્રભુજીએ ‘સુબોધિની’માં અને શ્રીગુંસાઈજીએ ‘ટિપ્પણી’માં આ શ્લોકની જે વ્યાખ્યા કરી છે તે સમજવી આપણા માટે જરૂરી છે : ‘અહંતા–મમતા છોડી પરોપકારી થવું, પ્રાણીમાત્રમાં સેવાભાવ રાખવો. સર્વમાં પ્રભુનો અંશ છે તેવી ભગવદ–બુદ્ધિ રાખવી. અંતે ઐહિક અને પારલૌકિક વાસનાઓથી મુકત થવું. એમાં જ ભગવદીય જીવનની પણ કૃતાર્થતા ગણવામાં આવી છે.’





શ્રીમહાપ્રભુજી 'ભાગવતાર્થ પ્રકરણ'માં આજ્ઞા કરે છે કે : હજી જયારે આપણી સાધનદશા છે ત્યારે આપણે ચાર વાતોનો પૂરો ખ્યાલ રાખવો જોઈએ. (૧) મોહ–માયા ઉપર કાબૂ મેળવી શાસ્ત્ર અનુસાર જીવન જીવવું. (૨) એક સઘન ફળથી લચેલા વૃક્ષની માફક હમેશાં પરોપકારી જીવન જીવવું (૩) ભગવદ્પ્રસાદ રૂપી શુદ્ધ અન્નનો આગ્રહ રાખવો. (૪) ભગવાનના સર્વથી અધિક માહાત્મ્યનો ખ્યાલ રાખીને જ દાન, વ્રત, તપ વગેરે કર્મો કરવાં.'

આવો ઉપદેશ ભગવાને મર્યાદામાર્ગીય ભકતો માટે જ આપ્યો નથી, પરંતુ ભગવાને આ ઉપદેશ વ્રજના પોતાના ભકત – સખાઓને પણ આપ્યો છે, તેમ શ્રીમહાપ્રભુજી સ્વીકારેછે.

પરંતુ પ્રભુએ વ્રજગોપિકાઓને આવો ઉપદેશ આપ્યો નથી. તેનું કારણ એ છે કે, ગોપિકાઓ ભક્તિની સર્વોચ્ચ અવસ્થાએ પહોંચવા આવ્યા હતાં, તેથી તેમને માટે આ ઉપદેશ અસ્થાને હતો.

**આથી સિદ્ધ થાય છે કે, જ્યાં સુધી પુષ્ટિજીવમાં ભક્તિનો સર્વાત્મભાવ પ્રગટ થયો નથી ત્યાં સુધી તેવા પુષ્ટિજીવ માટે પરોપકાર એ સ્વધર્મ છે, પરોપકાર સ્વકર્તવ્ય છે.** અહીં ઘણા પ્રશ્નો કરે છે કે : 'પ્રેમ, આસક્તિ અને વ્યસન જેવી ભક્તિની ક્રમિક અવસ્થાઓ વિકાસ ન પામી હોય તેવા પુષ્ટિજીવોનું કર્તવ્ય જનસેવા કે પ્રભુસેવા ? જનસેવા અને પ્રભુસેવા સાથે સાથે નભે કે નહીં ? બેમાંથી કોઈ એકને છોડવી પડે તો કઈ સેવા છોડવી ?

આવા પ્રશ્નોના જવાબમાં ઘણી વખત આપણને એમ લાગે છે કે અત્યારનો યુગ સ્વાર્થનો અને સ્પર્ધાનો યુગ છે. આવા કલુષિત વાતાવરણમાં ગોપીજનો જેવી ભાવવિભોરતા આપણામાં કયાંથી વિકસે ? આવી ભાવવિભોરતા વિના આપણે સેવા કરીએ તે કેવળ બાહ્યાડંબર જ બને. આવી ક્રિયાવત્ સેવા આપણામાં માનવીય ગુણોને કેળવવાનો સુઅવસર કે પ્રેરણા પણ આપી શકે નહીં. આ સંજોગોમાં, આજે આપણે સાચા માનવ બનીએ તે માટે સત્યપરાયણતા, નીતિપરાયણતા અને પરોપકાર ઉપ વધુ ભાર મૂકવાની જરૂર છે.

આપણો આ પરોપકારનો વિચાર ખરી રીતે આત્મનિંદા છે, તે નિરાશામય ચિંતા છે અને તેનાથી પુષ્ટિમાર્ગને બચાવવાની ખૂબ જરૂર છે. આપણે આત્મચિંતન કરી, દીનતાવાળા બનીએ તો તે ગુણ કહેવાય; પરંતુ હીન ભાવનાની મનોવિકૃતિથી પિડાઈ, હંમેશા આત્મનિંદા કર્યા કરવી એ કયાં તો આપણને લાગુ પડેલો માનસિક રોગ છે અથવા તો આપણું પાખંડ છે. તેથી કંટાળીને શ્રીમહાપ્રભુજીએ સુરદાસને કહ્યું હતું કે : 'સુર વ્હૈ કે કાહે ઘિઘિયાત હૈ, કછૂ ભગવદ્લીલા ગા.'

**આપણે સત્યપરાયણ બનીએ, નીતિપરાયણ બનીએ અને પરોપકારી બનીએ તે જરૂરી છે; પરંતુ પુષ્ટિમાર્ગીય વૈષ્ણવ છીએ માટે સત્યપરાયણ, નીતિપરાયણ અને પરોપકારી બનવું એમ નથી. આપણે માનવયોનિમાં જન્મ લીધો છે માટે આપણું કર્તવ્ય છે કે સત્યપરાયણ, નીતિપરાયણ અને પરોપકારી બનવું જોઈએ.** સૌ મનુષ્યોનું આ કર્તવ્ય છે.

રસ્તા ઉપર મોટર ડાબી બાજુએ ચલાવવી તે આપણું કર્તવ્ય છે. આ કર્તવ્ય પુષ્ટિમાર્ગીય વૈષ્ણવ તરીકે નથી, પણ એક નાગરિક તરીકે છે. તવી રીતે, **આપણે પહેલા માનવ હતા પછી વૈષ્ણવ બન્યા; તેથી સત્યપરાયણતા. નીતિપરાયણા અને પરોપકાર એ માનવ – કર્તવ્યનો એક ભાગ છે, અને તે પુષ્ટિમાર્ગીય વૈષ્ણવોમાં પણ સહજ રીતે હોય તે જરૂરી છે.**





ધારો કે કોઈ એવો માનસિક રોગચાળો ફાટી નીકળે કે બધા પુષ્ટિમાર્ગીય વૈષ્ણવો રસ્તા ઉપર ડાબી બાજુએ મોટર ચલાવવાના નિયમનો ભંગ કરી, જમણી બાજુએ ચલાવે અને પોલીસ તેમને પકડવા આવે ત્યારે આપણે `મનુ શું ઉપદેશ આપીશું કે કંઠી બંધાવવી અને બ્રહ્મસંબંધ લઈ સેવા કરવી તે બધું પાખંડ છે ? પુષ્ટિમાર્ગીય વૈષ્ણવનું સાચું કર્તવ્ય મોટરગાડી રસ્તા ઉપર ડાબી બાજુએ ચલાવવી એટલું જ છે.

અહીં આપણે વિવેકબુદ્ધિથી વિચાર કરવાની જરૂર છે. કોઈ પણ મનુષ્ય – પછી તે પુષ્ટિમાર્ગીય હોય, ઈતરમાર્ગીય હોય, આસ્તિક હોય કે નાસ્તિક હોય તેને મોટર ચલાવવી હશે તો સરકારના નિયમ પ્રમાણે જ ચલાવવી પડશે. અને તેમ કરતાં પુષ્ટિમાર્ગીય વૈષ્ણવનું મુખ્ય કર્તવ્ય ભગવદ્સેવા છે, તેને કશી આંચ આવતી નથી. અથવા મોટર ચલાવવાના કર્તવ્યની સાથે સેવાનું કર્તવ્ય ગૌણ કે હલકું બનતું નથી. આ બંને બાબતો અલગ અલગ છે અને તે બંને બાબતોને અલગ અલગ રીતે જ સ્વીકારવી જોઈએ.

એવી જ રીતે સત્ય, નીતિ અને પરોપકાર જેવા માનવધર્મોની સાથે ભગવદસેવાના પુષ્ઉિધર્મની સરખામણી કરવી તે આત્માતી ચિંતન છે. આવું ચિંતન નિરાશા અને ગ્લાનિમાંથી ઉદ્ભવેલું છે. તે આપણને આપણા લક્ષ સુધી પહોંચાડવાને બદલે અવળે માર્ગે દોરનારું બનશે.

પુષ્ટિમાર્ગીય જીવ જો રાક્ષસયોનિ કે પશુયોનિમાં જન્મે તો તેને સત્ય, નીતિ અને પરોપકારપરાયણ બનવાનું અલગ કહેવું પડે : પરંતુ મનુષ્યને તેની અલગ સમજ આપવાની જરૂર રહે નહીં. **સત્ય, નીતિ અને પરોપકારમાં પરાયણ થવું તે તો મનુષ્ય માત્રનું કર્તવ્ય છે. તે કર્તવ્ય બજાવતાં પ્રભુસેવાને આડંબર માનવી અને ગૌણ માનવી તે શ્રીમહાપ્રભુજીના અનુયાયી તરીકે આપણને સર્વથા ઉચિત નથી જ.**

શ્રીહરિરાયજી ૩૨મા શિક્ષાપત્રના શ્લોક – ૧ થી ૫ માં આજ્ઞા કરે છે કે : 'કામાવેશવાળું, ક્રોધી, સંસારમાં આસકત, લોભી, કેવળ ધન કમાવામાં જ રત, દયારહિત, દુષ્ટ પક્ષનું પોષક, જ્ઞાનમાર્ગીય રંગથી રંગાયેલું, બધાં જ દેવરૂપો કે બધા જ સંપ્રદાયો એક જ છે એવા દુરાગ્રહથી ભરેલું, લૌકિકમાં ભગવદ્ભકતતોથી વિમુખ, કૃષ્ણલીલામાં દોષ જોનારું, કર્મજડ, શ્રી આચાર્યચરણથી વિમુખ અને અસદ્વાદમાં જ રસ લેનારું ચિત્ત ભગવાનમાં ચોંટી શકે નહીં આવા ચિત્તમાં ભગવાનનો આવેશ થાય જ નહીં.'

શ્રીભાગવતના દશમ સ્કંધના સાધન પ્રકરણમાં વૃક્ષોના ઉદાહરણ વડે ભગવાને ગોપબાળકોને પરોપકારનો ઉપદેશ આપ્યો છે. તે વિષય અંગે શ્રીમહાપ્રભુજી 'શ્રીસુબોધિનીજી'માં ઘણી જ મનનીય વાત બતાવે છે :, જો ભગવાન પોતે જ્ઞાનોપદેશ ન કરે તો પોતાના સખા એવા ગોપબાળકોનો અનર્થ દૂર ન થાય. જો ગોપબાળકો પરોપકારમાં કંઈક સમજતા થાય તો તેઓ અંતે આ સિદ્ધાંત પણ સમજતા થશે કે જીવને જે કંઈ મળ્યું છે તે ભગવદ્સેવા માટે જ મળ્યું છે. વિદ્યાના પ્રથમ પર્વરૂપી આવા વૈરાગ્ય–પરોપકારના ઉપદેશ માટે તો ભગવાન વૃંદાવન છોડીને આગળ પધારે છે, કારણ કે ભગવાનને સ્વાર્થમય અહંતા–મમતાત્મક સંસારથી ભકતતોનો ઉદ્ધાર કરવો છે. આવો ઉપદેશ ભગવાને વૃંદાવનમાં ન આપ્યો. તે માટે તેમણે બીજું સ્થળ પસંદ કર્યું. કારણ, વૃંદાવનમાં બધા ભગવાન માટે જ છે. ત્યાં સ્વાર્થભાવ છે જ નહીં, એટલે વૃંદાવનમાં પરોપકારનો ઉપદેશ જરૂરી નથી.'





આમાં શ્રીમહાપ્રભુજી સમજાવે છે કે, જીવે ક્રમશઃ ઉત્તરોત્તર ત્રણ બાબતો વિચારતા જવાની છે. પ્રથમ સ્વાર્થ, પછી પરાર્થ (પરોપકાર) અને સૌથી ઉત્તમ ભગવદ્-અર્થ (બધું ભગવાન માટે.) શ્રીમહાપ્રભુજીનો સિદ્ધાંત પણ સ્વાર્થ, પરાર્થ અને ભગવદ્-અર્થ એમ ક્રમશઃ ઉત્તરોત્તર શ્રેષ્ઠતા સ્વીકારે છે.

**શ્રીમહાપ્રભુજીના મતે કોઈ પણ સંજોગોમાં ભગવદસેવા કરતાં વધારે ઊંચી લોકસેવા હોઈ શકતી નથી, છતાં પોતાના દેહની સેવા-સ્વાર્થ કરતાં પરોપકાર ઉપર જો આપણે વધારે ભાર ન આપીએ તો આપણો અનર્થ થયા વિના રહે નહીં. આનો અર્થ એ થયો કે સ્વાર્થ સૌથી વધુ અધમ છે, માટે તે અધર્મ છે. પરાર્થ (પરોપકાર) આપણો ધર્મ છે. ભગવદ્-અર્થ એટલે ધર્મી-પરાયણતા છે.**

શ્રીમહાપ્રભુજી 'સુબોધિનીજી'માં આજ્ઞા કરે છે કે : 'ધર્મીમાં નિષ્ઠા કેળવવી તે ધર્મ કરતાં અધિક ઉત્તમ છે.' ધર્મીમાં નિષ્ઠા એટલે ભગવદ્સેવા. આમ, ભગવદ્સેવા એ ધર્મીનો વિચાર છે, પરોપકાર એ ધર્મનો વિચાર છે. સ્વાર્થપરાયણપા એ અધર્મ છે. આ જ સાચો પુષ્ટિમાર્ગીય વિવેક છે, તેથી તે જ આપણે માટે ફરજના એક પછી એક પગથિયા છે.

આપણા આ સિદ્ધાંતને મહર્ષિ અરવિંદ પણ ઘણા સુંદર શબ્દોમાં રજૂ કરે છે. તે કહે છે : 'માનવતા ઈશ્વરની ઉચ્ચતમ અભિવ્યક્તિ નથી, ઈશ્વર માનવતાથી કંઈક વધુ જ છે; પરંતુ માનવતામાં પણ આપણે ભગવાનની શોધ અને સેવા કરવી જોઈએ. અહીં શ્રી અરવિંદે 'પણ' શબ્દ' વાપર્યો છે, તેનો અર્થ બરાબર સમજવાની જરૂર છે. આપણી અહંતા-મમતા ભરેલી સ્વાર્થ-વૃત્તિને છોડી, ભગવાન તરફ આગળ વધવા માટે પરોપકાર પહેલું પગથિયું છે. પગથિયાં ચઢવા માટે હોય છે, બેસી રહેવા માટે નહીં. પગથિયે બેસી જવાની વૃત્તિ હારેલા, થાકેલા, હૃદયના રોગીની હોય છે. સ્વસ્થ માણસ તો ઝડપથી પગથિયાં ચડી, જ્યાં જવું છે ત્યાં પહોંચીને જ જંપે છે. એટલે ભગવદ્સેવાની સરખામણીમાં પરોપકાર એ આપણું મુખ્ય કર્તવ્ય તો નથી જ. આ વાત બરાબર સમજી લેવી જોઈએ.

શ્રીહરિરાયજી 'સેવાફલ' ગ્રંથના બીજા શ્લોકની ટીકામાં આજ્ઞા કરે છે કે : ખરેખર પરોપકાર વગેરે ધર્મોને ગૌણ ધર્મ સમજી, તેમનો ત્યાગ કરવો જોઈએ અથવા સેવા કરતાં કરતાં જે – કંઈળ સમય બચે તેટલો સમય પરોપકાર વગેરે ધર્મના પાલનમાં લગાડવો જોઈએ.

ટૂંકમાં, વાત એટલી જ છે કે, **આપણી ભગવદ્સેવામાં કોઈ પણ હેતુથી અથવા કોઈ પણ પ્રકારે પ્રતિબંધ ન આવે તેવી પૂરતી કાળજી પુષ્ટિજીવે રાખવી જોઈએ.**

શ્રીપુરુષોત્તમજી આજ્ઞા કરે છે કે : 'જો પુષ્ટિજીવો ભગવદ્સેવા ન કરે તો પ્રભુના બીજા કોઈ જીવો ભગવદ્સેવા કરી શકવાના નથી. **ભગવાનને જો પોતાના સ્વરૂપની સેવા થાય તેવી ઈચ્છા ન હોત તો પુષ્ટિમાર્ગીય જીવો પ્રગટ થયા જ ન હોત, કારણ કે, નામસેવા તો મર્યાદામાર્ગીય જીવો પણ કરી શકે છે.'**

આ બધી બાબતોનો વિચાર કરીએ છીએ ત્યારે એક બાબત એ પણ ધ્યાનમાં રાખવા જેવી છે કે, જરૂરિયાત બે પ્રકારની હોય છે. (૧) તાત્કાલિક (૨) હમેશની. આ બંને વચ્ચેનો તફાવત સમજવો જરૂરી છે. જો આપણી હમેશની જરૂરિયાતોને ભૂલી જઈશું તો ધર્મનો આધાર સનાતન સત્ય નહીં રહે, પરંતુ ધર્મનો આધાર યુગે યુગે બદલાતી આપણી તાત્કાલિક જરૂરિયાતો બનશે.





પુષ્ટિમાર્ગીય મનુષ્યના ઇતિહાસના એવા કોઈ તાત્કાલિક જરૂરિયાતના સમય માટે સીમિત ધર્મ નથી કે જેમાં લોકો ભૌતિક રીતે કષ્ટમય જીવન જ ગાળતા હોય. પુષ્ટિમાર્ગ તો કાલાતીત ધર્મી શ્રીકૃષ્ણ પર અવલંબિત છે. નદીઓના પૂરથી પિડાતા કે દુષ્કાળથી પીડાતા માવન સમુદાયની સેવાને જો આપણે આપણો પરમ ધર્મ માની લઈએ તો જે વર્ષે પૂર ન આવ્યું હોય કે દુષ્કાળ ન પડયો હોય તે વર્ષ આપણા ધર્માચરણ વગર પસાર થશે, અથવા દર્દી વિનાના ખાલી દવાખાનમાં બેઠેલા ડોકટરની માફક આપણે પણ ભગવાનને મનમાં પ્રાર્થના કરીશું કે, ‘હે પ્રભુ ! મને દુઃખી લોકોની સેવાનો અવસર આપો.’

આ કેવી મનોવિકૃતિ કહેવાય ! આપણને એકને સેવાનો મોકો મળે તે માટે ભગવાન અનેકોને મુસીબતમાં મૂકે ! માટે **આર્તજનોની સેવા એ આપણો સ્વભાવ હોવો જોઈએ, માનવમાત્રનો સ્વભાવ હોવો જોઈએ, માનવમાત્રનો સ્વભાવ હોવો જોઈએ, તે આપણો સિદ્ધાંત ન હોય. આપણે મનમાં કામના એવી કરીએ કે કોઈ પણ જીવ ક્યારેય મુસીબતમાં મુકાય નહીં.**

આપણી હંમેશની જરૂરિયાતોના આધાર ઉપર આપણે આપણું નિત્યકર્મ કરવું જોઈએ. માટે આપણું નિત્યકર્મ છે ભગવદ્સેવા. જયારે તાત્કાલિક જરૂરિયાતના આધાર પર આવી પડેલ નૈમિત્તિક કર્મો કરવાં જોઈએ. તેમાં આપણે પરોપકારને પણ ગણી શકીએ.

જનસેવા અને પ્રભુસેવા વચ્ચેનું આ તારતમ્ય આપણે સમજીને તે પ્રમાણે આપણા જીવનનું આચરણ કરીએ તો તે શ્રીમહાપ્રભુજીના સિદ્ધાંત સાથે સુસંગત બને.

ઉપરોક્ત પ્રશ્નના સમાધાન આપણે અમૃતનું આચમન પુસ્તકમાંથી પ્રાપ્ત થાય છે. આજે આપણે મનમાં મુંજાતા રહીએ છીએ, કારણકે ઘણી ખરી કહેવાતી પુષ્ટિમાર્ગીય સંસ્થાનો તો આજે જનસેવાને બંડપોકારીને કરાવી રહ્યાં છે. માર્ગનો સાચો અર્થ આપણે ભૂલી ગયા છીએ અથવા તો ભૂલાવી દેવામાં આવે છે. પણ શ્રીમહાપ્રભુજીની વાણીના આધારે આપણે સાચો નિર્ણય કરવો જોઈએ.

રાગ મલ્હાર :- હીંડોરે માઈ ઝૂલત ગોકુલચંદ;
ભક્તસમૂહચકોર નિરખિ મુખ સુખનિધિ આનંદકંદ ।। ૧ ।।
પરમ પ્રવીન રસિકવર સુંદર, પાવન જસ જગવંદ;
શ્રીવલ્લભવંસહંસ મુકુટમનિ, સોહત શ્રીવિઠ્ઠલનંદ ।। ૨ ।।
ઘરઘર તે આવત ભાવત સબ ગાવત હેં સ્વર મંદ;
નવનાગરકૌ નિરખિ ઝુલાવહિ, રસવસ રસિક સુછંદ ।। ૩ ।।
દરસન દોઊ પરસ્પર પુલકિત, હસત ઉઠત મકરંદ;
સુખ વરખત હરિદાસ સબનકો, શ્રીવલ્લબ પ્રેમકો ફંદ ।। ૪ ।।

ભાવત્ક :- દાસ ગોપાલ (વડોદરા), રાજેન્દ્રભાઇ કડકીયા (યુ.એસ.એ)





II શ્રીગોકુલેશો જયતિ II

## ટિપ્પણી

વિક્રમ સંવત્ ૨૦૬૫ અષાઢ સુદ પક્ષ ૧૧ થી વિક્રમ સંવત્ ૨૦૬૫ અષાઢ વદ પક્ષ ૧૦ (ગુર્જર માસ)

જુલાઈ ૩ ૨૦૦૯ થી જુલાઈ ૧૭ ૨૦૦૯

| મિતિ | વાર | તારીખ | શ્રીવાલ્લભ શ્રીચતુર્થગૃહના ઉત્સવ |
|---|---|---|---|
| ૧૧-અષાઠ સુદ | શુક્ર | જુલાઈ- ૩ | **શ્રીદેવશયની એકાદશી વ્રત. ચાતુર્માસ નિયમ પ્રારમ્ભ** |
| ૧૨ | શનિ | ૪ | |
| ૧૩ | રવિ | ૫ | |
| ૧૪ | સોમ | ૬ | |
| ૧૫ | મંગલ | ૭ | **શ્રીગુરુપૂર્ણિમા - શ્રીગુરુ પૂજનાત્મક પર્વ. (ચાતુર્માસ નિયમનો પ્રારમ્ભ એકાદશીથી ન કર્યો હોય તો દ્વાદશી- બારસ અથવા પૂર્ણિમાથી પ્રારમ્ભ કરવો. )** |
| ૧-અષાઢ વદ | બુધ | ૮ | |
| ૨ | ગુરુ | ૯ | **હિન્ડોળા પ્રારમ્ભ.** |
| ૩ | શુક્ર | ૧૦ | |
| ૪ | શનિ | ૧૧ | |
| ૫ | રવિ | ૧૨ | |
| ૬ | સોમ | ૧૩ | |
| ૭ | મંગલ | ૧૪ | |
| ૮ | બુધ | ૧૫ | |
| ૯ | ગુરુ | ૧૬ | કર્ક સંક્રાન્તિ - દક્ષિણાયન પ્રારમ્ભ. |
| ૧૦ | શુક્ર | ૧૭ | |

*શ્રીવાલ્લભ સિદ્ધાંતનિષ્ઠ શ્રીચતુર્થપીઠ તરફથી પ્રકાશિત ટિપ્પણીને આધારે આ પખવાડીક ટિપ્પણી.*

નોંધ :- *શ્રીગોકુલેશચરણશરણાનુરાગી સેવક સમાજ માટે વર્ષભર આવનાર ઉત્સવ માટે કેવળ આજ ટિપ્પણી માન્ય રાખવી, એ આપણું કર્તવ્ય છે. અને આ ટિપ્પણી પ્રમાણે ઉત્સવ મનાવવાં.*

**સ્નેહ અને માહાત્મ્ય ભેગાં મળતાં ભક્તિ થાય છે.**

(શ્રીસુબોધિનીજી ૩-૯-૩૧)





*।। શ્રીગોકુલેશો જયતિ ।।*

## ગુરુ શિક્ષા - ૨૧

# પ્રશ્નોત્તર - ગોસ્વામી શ્રીદેવકીનન્દનાચાર્યશ્રી

**પ્રશ્ન :-** ***ગુરુદેવ! ૮૪ અને ૨૫૨ ભગવદીય જ થયાં કે શું? આ વૈષ્ણવોની વાર્તાઓ કલ્પિત ન હોઇ શકે? તો શા માટે નવા ભગવદીયો કે વૈષ્ણવો નહીં થયા હોય? ૮૪ અને ૨૫૨થી વધું કે ઓછા શા માટે નહિં?***

**શ્રીગુરુદેવ** :- શાન્તમ્! પાપમ્! આપે જે પ્રશ્ન જે કોઇની દૃષ્ટિથી અને જે કોઇની વતી કર્યો હોય, પરંતુ એ પ્રશ્ન સાંભળતાં પણ મારું અંતઃકરણ વેદના, કષ્ટ અને ધિક્કારથી ભરાઇ આવે છે, ત્યાં એનો વિચાર તો.....?

એમાં પણ જો આ પ્રશ્ન આપણી સૃષ્ટિમાં (શ્રીગોકુલેશજીની અનન્યનિષ્ઠ સેવક-સૃષ્ટિ) રહી કોઇ કુસૃષ્ટિનો હોય તો ફરીથી હું કાન બંધ કરીને કહેવા માંગું છું કે શાન્તમ્ પાપમ્! શાન્તમ્ પાપમ્! શ્રીપાર્વતીજી જ્યારે શ્રીશિવજીની પ્રાપ્તિ માટે તપશ્ચર્યા કરી રહ્યાં હતા ત્યારે તેઓની પરીક્ષા કરવા શ્રીશિવ એક બ્રાહ્મણનો વેષ ધરી ત્યાં આવ્યાં. પ્રાચીનકાળના નિયમ પ્રમાણે પોતાના સ્થાને આવેલા બ્રાહ્મણનો સત્કાર કરવો જોઇએ, તેથી શ્રીપાર્વતીજીએ તેઓનો સત્કાર કરી બેસાડ્યા. ત્યારબાદ બ્રાહ્મણરૂપ ધરેલા શ્રીશિવ વાતોવાતોમાં પોતાની (શ્રીશિવની) નિંદા કરવા લાગ્યા. પોતાના ત્યાં આવેલા બ્રાહ્મણનું અપમાન ન કરવું એવા નિયમથી બંધાયેલાં શ્રીપાર્વતી થોડીક ધીરજ ધરી બેસી રહ્યાં. ત્યારબાદ શ્રીશિવ પણ થોડુક કહીને વિરમ્યા. પરંતુ થોડીકવાર પછી ફરીથી કાંઇક કહેવા જતાં, તુરન્ત શ્રીપાર્વતીજી પોતાની સખીને સંબોધન કરીને બોલ્યાં - **નિવાર્યતામ્ આલિ! કિમપ્યયં બટુઃ પુનર્વિવક્ષુઃ સ્ફૂરિતોત્તરાધરઃ। ન કેવલં યો મહતોડપભાષતે શ્રુણોતિ તસ્માદપિ યઃ સ પાપત્ભાક્ ।।**

અર્થાત્ :- આ બ્રાહ્મણના હોઠ ફરીથી કાંઇક કહેવા માટે કંપિત થઇ રહ્યાં છે, તેથી હે સખી, આ બ્રહ્મચારી બ્રાહ્મણની કોઇપણ ઉપાયથી તું અહીંથી વિદાય કરી દે, કારણકે જે મહાપુરુષોની નિન્દા કરતો હોય તેને તો પાપ લાગે જ છે પણ તે મહાપુરુષની નિન્દા સાંભળનાર પણ પાપનો ભાગીદાર થાય છે.

જ્યાં મહાપુરુષ માટે ખોટું કહેવું તો દૂર રહ્યું, ખોટું તો નિન્દનીય સાંભળવું પણ પાપજનક છે - ત્યાં સાક્ષાત્ ઈશ્વર પરમાત્મા માટે અને તેઓની સાક્ષાત્ ક્રીડાના પાત્ર બની જે દિવ્ય જીવાત્માઓ ભૂતળ ઉપર

દૈવી માર્ગનું સ્થઅપન કરવા આવ્યા તેઓના અલૌકિક ચરિત્રો બાબતે આવા નીચા સ્તરની કુશંકા અને હીન કોટીનો વિચાર કરવો તે સર્વથા દુર્બુદ્ધિ નહીં પણ બુદ્ધિનાશ થયાનાં ચિહ્નો છે. શ્રીમદ્ભાગવતમાં શ્રીદક્ષ પ્રજાપતિના આખ્યાનમાં આવેલી કર્તવ્ય વાક્યની અત્યારે યાદ આવી જાય છે -

**કર્ણૌ પિધાય નિરિયાદ્યદકલ્પ ઇશે ધર્માવિતર્યસૃણિભિર્નૃભિરસ્યમાને ।।**

**છિન્દ્યાત્પ્રસહ્ય રુશતીમસતં પ્રભુશ્ચેત્ જિહ્વામસૂનપિ તતો વિસૃજેત્સ ધર્મઃ ।।**

જે મર્યાદારહિત લોકો ધર્મ મર્યાદાની રક્ષા કરનારા આપણા પૂજ્ય સ્વામીની નિન્દા કરે અને જો પોતાનામાં તે વ્યક્તિને દંડિત કરવાનું સામર્થ્ય ન હોય તો કાન બંધ કરીને ત્યાંથી ચાલ્યા જવું જોઇએ અને જો શક્તિ હોય તો બળપૂર્વક પકડીને બકવાસ કરનારા અમંગળરૂપ દુષ્ટની જીભ કાપી નાખવી જોઇએ. એટલું જ નહીં પણ આ સ્વસ્વામિની નિન્દાને અટકાવવા પોતાના પ્રાણનો પણ ત્યાગ કરવો તે ધર્મ છે. તેથી કદાચ, અત્યારના સમયમાં આપણે સમર્થ નથી, તેથી કમસેકમ બે કાને હાથ મૂકી હું ફરી આપણે એટલું જ કહીશ કે શાન્તમ્ પાપમ્ ! છતાંય એક વાત આવું કહેનારને કહી શકો છો કે એણે પોતે કે એની સરખી અવસ્થાવાળાએ જો એના દાદા કે દાદાના દાદાને જોયા ન હોય તો એ પણ એક કલ્પના માત્ર છે અને એવા બીનઓળખાતા દાદા કે દાદાના દાદાની અજાણી અને સંદિગ્ધ પેદાશ હોવાને કારણે તે પોતે પણ કદાચ તે અનુસાર વર્ણસંકર તો નહીં હોય ને ? વાર્તાઓ શ્રીમદ્ અગ્નિકુમારસુત સ્વયં સર્વદા સેવ્ય સાક્ષાત્ શ્રીગોકુલનાથજીએ પ્રગટ કરી છે. તેથી તેના કર્તૃત્વમાં કાલ્પનિકતાની શંકા રાખનાર કોઇ વિધર્મી કે મ્લેચ્છવૃત્તિનો જ હોઇ શકે.

તમારા પ્રશ્નનો બીજો અંશ મને એવું પ્રતિત કરાવે છે કે આ ભગવદીયો સિવાય નવા - એટલે કે તે પછી પણ ભગવદીયો કેમ ન થાય ? આનો ઉત્તર જો પૂર્ણતાથી આપવા બેસું તો ઘણો જ વિસ્તાર થાય, પણ ટૂંકમાં સમજાવું તો સર્વપ્રથમ એવું સમજવું જોઇએ કે ભગવદીય, ભાગવત, તાદશ કે તાદશી - આ બધા શબ્દો સમાનાર્થક છે, અને એનું તાત્પર્ય થાય છે કે જે વ્યક્તિ પોતાના આરાધ્ય- સેવ્ય જેવી થઇ જાય બની જાય - તેનો તાદશ ભગવદીય કે ભાગવત કહેવા. કેમકે અપ્રાકૃત સ્વરૂપ- આનન્દમાત્ર-શ્રીહસ્ત, શ્રીચરણ, શ્રીમુખવાળા સાક્ષાત્ શ્રીભગવાન સાથે અલૌકિક સામર્થ્યવાળા અપ્રાકૃત દેહ-ઇન્દ્રિય-પ્રાણ-અન્તઃકરણ ધારણ કરનારા ભક્તો જ ક્રીડા કરી શકે, પરમાત્માની લીલાના પાત્ર બની શકે. અન્યથા અર્થાત્ આપણા જેવા પ્રાકૃત દેહ-ઇન્દ્રિય-પ્રાણ-અન્તઃકરણ વગેરેથી સાક્ષાત્ શ્રીઠાકોરજીની ક્રીડાના પાત્ર ન બની શકાય, લીલાનો અનુભવ ન કરી શકાય. તેથી જ ભગવાન જેવા ભક્તોનું જ્યાં વર્ણન થાય એટલે કે ભક્ત અને





ભગવાનની ક્રીડાનું નિરુપણ જ્યાં કરવામાં આવે એ ભાગવત. આ અર્થ પ્રમાણે જે બડભાગી (મહદ્‌ભાગ્યવાળા) ઉત્તમોત્તમ કોટીના જીવો શ્રીપ્રભુની અવતારદશામાં ક્રીડાના પાત્ર બનીને શ્રીપ્રભુની સાથે લીલા કરતા હોય તેવા અવતારકાળના ભક્તરત્નો માટે મુખ્યત્વે ભગવદીય, ભાગવત્ કે તાદૃશ શબ્દ વપરાય છે. આપે જે પ્રશ્ન ૮૪ કે ૨૫૨ ભગવદીયો માટે કર્યો છે તેવોજ પ્રશ્ન શ્રીપ્રભુના વ્રજમાં પ્રાકટ્યકાળમાં થયેલી લીલા માટે પણ થઇ શકે. કેમકે અનાદિકાળથી તેઓ માટે વ્રજભક્ત શબ્દ પ્રયોગ થતો આવ્યો છે. ભક્ત અને ભક્તિની સત્તા તો આજે પણ વ્રજમાં છે, પણ તેથી કાંઇ આજના કે આજની પૂર્વકાળના ભક્તોને વ્રજભક્તો તો નથી જ કહેવાતાને અને ન જ કહેવાય. કેમકે સારસ્વતકલ્પીય વ્રજની પ્રકટ અવસ્થાના ક્રીડાના પાત્ર આ વ્રજભક્તો ભક્તના, ભક્તિના અને ભક્તિમાર્ગના આદર્શરૂપ છે. તે તો વિશાળ જહાજની જેમ છે કે જે અગાધ અને ભયંકર સાગરને પોતે તો પાર કરે જ છે પરંતુ તેમાં યાત્રા કરનારા હજારો યાત્રીઓને પણ તે અગાધ સાગર પાર કરી દે છે અને આ કારણસર ભક્ત શબ્દ મુખ્યત્વે તેઓ માટે જ કહેવામાં આવે છે, અને સાચેસાચ, વિચારો તો ખરા કે સાચા અર્થમાં ભક્ત શબ્દને બીજો ધારણ પણ કોણ કરી શકે? તેથી જેમ વ્રજભક્તો ભક્તિમાર્ગનો આદર્શ છે- સ્વરૂપ છે અને ભક્તિને સિદ્ધ કરાવનાર છે તેમજ આ ૮૪ વૈષ્ણવો અને ૨૫૨ વૈષ્ણવો ભક્તિના આદર્શ છે, ભક્તિમાર્ગનું સ્વરૂપ છે અને ભક્તિને સિદ્ધ કરાવનારા છે અને તેથી જે સંખ્યામાં મુખ્યત્વે તેઓના સ્વરૂપનો નિર્ધાર કરવામાં આવ્યો છે તે નિર્ધાર પણ સાક્ષાત્ શ્રીપ્રભુના શ્રીમુખારવિંદનો નિર્ધાર છે કેમકે વાર્તાઓ વસ્તુતઃ કૃષ્ણ એવ- શ્રીકૃષ્ણના સાક્ષાત્ સ્વરૂપ, શ્રીચતુર્થકુમાર-ગાદિપતિ શ્રીગોકુલાધીશના શ્રીમુખારવિંદથી નિઃસૃત થયેલ છે. અવતારદશામાં રહેલા ભક્તોના આ બે વિભાજન ગણાવતાં, આપ ત્રીજું મહત્વનું વિભાજન ભૂલી ગયા છો- જે આપણા માટે અપરાધરૂપ છે. ૮૪ વૈષ્ણવો અને ૨૫૨ વૈષ્ણવોની સાથે મારા આપના અને ઘરના તમામ વૈષ્ણવોના પૂજ્ય ચરન તે ૭૮ ભગવદીયોને કેવી રીતે વિસ્મૃત કરી શકાય? કે જેમાં શ્રીમોહનભાઇજી, અને શ્રીબહેનજીરાજ જેવા તાદૃશ જન પ્રગટ થયા કે જેઓની ચરણરજની કૃપાથી આજે આપણે શ્રીગોકુલેશની ચરણશરણમાં આવી શક્યા છીએ. ભક્ત અને ભક્તિનો પ્રવાહ તો નિત્ય છે, કેમકે તે ભક્ત અને ભક્તિની મજા-મોજ માણનાર શ્રીભગવાન નિત્ય છે. પરંતુ ભક્તિના આદર્શરૂપ તો તે અવતારદશામાં પરમાનંદરૂપ પ્રાપ્ત કરેલા મુખ્ય કોટીના ભગવદીયો જ હોઇ શકે.

જે ચરણોનો આશ્રય કરી સંસારથી પાર થઇ ગયા તેઓને તીર્ણ (પાર ગયેલા) કહેવાય છે. તે મહાપુરુષ ભક્તોનો સંસાર સાગરને ગાયના પગની ખરીની જેમ (બિલકુલ નાનકડું બનાવી) બનાવી પોતે તો પાર થઇ જ ગયા પરંતુ જે ચરણના આશ્રયથી પાર થયા તે ચરણરૂપ નાવને જગતમાં છોડીને ગયા. આ





સંસાર સાગરનું રૂપ સુદુસ્તર (જેને પાર ન કરી શકાય તેવું) છે, એટલું જ નહીં પરંતુ સંસારમાં વ્યસન, મૃત્યુ, વૃદ્ધાવસ્થા, વગેરેને કારણે અલૌકિક સામર્થ્ય મેળવવામાં તે સંસાર મહાન ઘાતક, કઠિન અને ભયાનક બની રહે છે. ...જ્યારે તે મહાપુરુષ ભક્તો સંસારસાગરથી પાર થઇ ગયા ત્યારે પાર ગયેલાને બીજાઓની શી ચિંતા-તેવી શંકા થાય તો કહ્યું છે કે તે બીજાઓ માટે - એટલે કે પછી આવનારાઓ માટે તેઓ પાર ઉતરવાની ચિંતા પણ કરતા હોય છે કેમકે તેઓનું હૃદય અતિ દયાળુ છે, અને તે હૃદયથી પ્રેમ કરે છે. તેઓનો સ્નેહ કે સૌહાર્દ ત્યારે સફળ થાય છે કે જ્યારે તેઓ બીજાઓના માટે ભગવત્ ચરણારવિંદરૂપ ભક્તિમાર્ગ, સંપ્રદાયની સ્થાપના કરી દે છે. (શ્રીસુબોધિની- ૧૦-૨-૩૧)

તેથી, સાચા અર્થમાં દાસતો તેઓ જ. આપણે તો જો દાસાનુદાસ થઇ શકીએ તો પરમ સૌભાગ્ય.

**એ રસને જે અનુસરશે નરનાર જો**

**અચળ સોહાગી નિજદાસી સંગે થશે.**

અચળ સોહાગી થવા માટે નિજદાસીનો સંગ સાધવો પડશે, નહીંતર, અચળ સોહાગ પણ સિદ્ધ નહીં થાય. રહ્યો પ્રશ્ન ૮૪ કે ૨૫૨ની સંખ્યાનો- તો સમજી લેશો કે સંખ્યાના અન્ય કારણોની સાથે મુખ્યત્વે તે **સ્વરૂપ યોગ્યતાનો** નિર્ધાર કરનારી છે. મહાપુરુષોની શાસ્ત્રરૂપ વાણીમાં પ્રયોગ થતા વાક્યોનો અર્થ સમજવાની પણ એક વિશેષ રીતિ હોય છે અને જો પૂર્ણ વિવેક-વિચારથી શબ્દો-વાક્યો ન સમજાય તો અર્થનો અનર્થ થઇ શકે છે. અહીં વિવેચન કરતાં ખૂબજ વિસ્તાર થઇ જાય તે ભયથી એટલું જ કહી રહ્યો છું કે શાસ્ત્ર અને મહાપુરુષોનાં શાસ્ત્રતુલ્ય વચનોમાં જુદો જુદો તાત્પર્ય નિર્ધાર થાય છે. જેમ કોઇક વાક્યોમાં વિધિ-અર્થતા (કર્તવ્યપણાથી કરવાના કાર્ય માટેનો આદેશ)નો નિરધાર કરવામાં આવે છે, તેવી જ રીતે અહીં ૮૪ અંકની સંખ્યા કે ૨૫૨ અંકની સંખ્યા કે ૭૮ અંકની સંખ્યા ગણતરીનો નિરધાર કરનારી નહીં પરંતુ યોગ્યતાનો નિરધાર કરનારી છે- એટલું સમજી લેશો. બાકી તો આપણા શાસ્ત્ર અને શાસ્ત્રોની વાતો કેવળ ગુરુમુખગમ્ય છે, એટલે કે ગુરુમુખથી જ શ્રવણ કરીને સમજી શકાય છે-

**પોથા, પત્રિ ગોખ કે પંડિત ભયો ન કોઇ,**

**ગુરુમુખ આખર એક તે જગ પરમારથ હોઇ.**

**શ્રીગુરુચરણના વચનામૃત પ્રશ્નોત્તરીમાંથી સાભાર**

સંકલન :- દાસ ગોપાલ, જૈ જૈ શ્રીગોકુલેશ પરિવાર, વડોદરા





# માર્ગીય દીક્ષા મન્ત્ર સમજ

## આત્મનિવેદન - ૩

..ગતાંકથી આગળ

ગુરુદેવ :- **ક્રીડાર્થમાત્મન ઇદં ત્રિજગત્ કૃતં તે ।**

**સ્વામ્યન્તુ તત્ર કુધિયોઽપર ઈશ ! કુર્યુઃ ।।**

અર્થ :- હે ઈશ ! આ ત્રિભુવનને આપે ક્રીડા કરવા માટે રચેલું છે, તેમાં આપને ભૂલીને પોતાનું સ્વામિપણું માનનારા દુષ્ટબુદ્ધિવાળા પુરુષો છે, બાકી સ્વામી તો આપ જ છો. એવું બતાવવા માટે **ઈશ** સંબોધન આપ્યું છે.

ઈત્યાદિક વાક્યોથી ખરી રીતે તો સર્વના સ્વામી ભગવાન જ છે છતાં જીવોએ દેહાદિકમાં સ્વત્વ(પોતાપણું) અને દેહના સંબંધીઓમાં સ્વીયત્વ (મમતાપણું) બાંધી રાખેલ છે તેનો પરિત્યાગ કરીને આ ભગવાનનું છે એવું વિજ્ઞાપણ કરવાની શ્રીમહાપ્રભુજીની આજ્ઞા કરેલી છે. તે પ્રમાણે ભગવાનને અર્પણ કરેલા આત્મા વગેરે સર્વ ભગવાનના છે એવું નિવેદન કરવાથી સ્થૂલ શરીર તથા લિંગ શરીરયુક્ત ચેતનાત્મક જીવને લાગેલા સર્વ દોષોની નિવૃત્તિ થાય છે. કેમકે શ્રીગીતાજીમાં ભગવાને જ આજ્ઞા કરેલી છે કે :

**યત્કરોષિ યદશ્નાસિ યજ્જુહોષિ દદાસિ યત્ ।**

**યત્તપસ્યસિ કૌન્તેય! તત્કુરુષ્વ મદર્પણમ્ ।।**

**શુભાશુભફલૈરેવં મોક્ષ્યસે કર્મબન્ધનૈઃ ।। ૯.૧૭**

અર્થ :- હે કુંતીપુત્ર! જે તું કરે છે, જે તુ ખાય છે, જે તું અગ્નિમાં હોમ કરે છે, જે તું દાન આપે છે, જે તું તપ કરે છે, તે મને અર્પણ કર. એ પ્રમાણે કરવાથી શુભાશુભ ફળને આપનારાં કર્મબંધનોથી તુ મુક્ત થઇ જઈશ. આ પ્રકારે ક્રિયા માત્ર ભગવાનને અર્પણ કરી દેવાથી તેના શુભાશુભ ફલથી મુક્ત થવાનું ભગવાને ઉપદેશેલું છે.

તે જ પ્રમાણે શ્રીમદ્ ભાગવતના ૧૧.૨.૩૫માં નિમિરાજાને કવિ નામના યોગેશ્વરે પણ કહેલું છે કે:

**યાનાસ્થાય નરો રાજન્! ન પ્રમાદ્યેત કર્હિચિત્ ।**

**ધાવન્નિમીલ્ય વા નેત્રે ન સ્ખલેન્ન પતેદિહ ।।**

અર્થ :- હે રાજન્! એ પુરુષ ભગવદ્ ધર્મોનો આશ્રય કરે છે તે પુરુષ વિઘ્નને વદ્ધર્મનો આશ્રય કરનાર આ જગતમાં ક્યાંય ઠોકર ખાતો નથી તેમ પડી જતો પણ નથી. આ શ્લોકમાં કાયા, વાણી અને





મનવડે ભગવદીયપણાનું સર્વદા અનુસંધાન રાખવાનું ફલ તેમાં કોઇ વખત પ્રમાદ ન થાય એવું કહ્યું છે. માટે બ્રહ્મસંબંધ કરવાથી દોષનિવૃત્તિપૂર્વક ભગવત્સેવાનો અધિકાર સિદ્ધ થાય છે.

જે દોષોની નિવૃત્તિ થવાથી જીવને ભગવત્સેવાનો અધિકાર પ્રાપ્ત થાય છે તે દોષો ૧. સહજ, ૨. દેશોત્થ, ૩. કાલોત્થ, ૪. સંયોગજ, ૫. સ્પર્શજ એમ પાંચ પ્રકારના છે. આ પાંચ પ્રકારના દોષોમાં તમામ પ્રકારના દોષોનો સમાવેશ થઇ જાય છે. તે પાંચ પ્રકારના દોષોનું વિવરણ નીચે પ્રમાણે સમજવું.

**૧. સહજ** :- એટલે સ્વાભાવિક, જીવને અવિદ્યાનો સંબંધ થયો તે જીવનો સ્વાભાવિક દોષ છે. અવિદ્યાના સંબંધથી અહંતા મમતારૂપ અભિમાન થયું તે દ્વિતીય દોષ જીવને લાગેલો છે. ત્રીદોષ અવિદ્યાના સંબંધથી પ્રાણધારણ કરવાનો છે. એમ ત્રણ પ્રકારના સહજ દોષ **જીવને** લાગેલા છે. લિંગશરીરના સહજ દોષ કામ, ક્રોધ, લોભ, મોહ, મદ, માત્સર્ય, ક્ષુધા, તૃષા વગેરે છે. અને સ્થૂલશરીરના સહજ દોષ માતા-પિતાના કફ, વાત અને પિત્તના વિકારથી તેમના શરીરમાં ઉત્પન્ન થયેલા કુષ્ઠ, વાત, રક્ત, ઉપદંશ, આદિ મહારોગના પ્રભાવથી તેમની સંતતિના શરીરમાં પણ તે દોષો પ્રાપ્ત થાય છે. તેમ જ માતા-પિતાનું શરીર સ્થૂલ, કૃશ, શ્યામ, ગૌર, પિંગ, કાળા-દાંતવાળું, કુનખી વગેરે જેવા વિકારવાળું હોય તેવા વિકારવાળું જ તેમની સંતતિનું શરીર થાય છે. તેથી તે દોષની ગણના પણ સ્થૂલદેહના સહજ દોષ થાય છે.

**૨. દેશોત્થ** :- મગધ, મરૂ, સિન્ધ, કલિંગ વગેરે દેશોમાં જન્મવાથી અથવા ત્યાં જવાથી લાગનારા દોષ દેશોત્થ કહેવાય છે. માટે જ મિતાક્ષરા વગેરેમાં કહેલ છે કે :

**અંગબંગકલિંગેષુ સૌરાષ્ટ્રમગધેષુ ચ ।**
**તીર્થયાત્રાં વિના ગત્વા પુનઃ સંસ્કારમર્હતિ ।।**

અર્થ :- અંગ, બંગ (બંગાલ), કલિંગ, સૌરાષ્ટ્ર અને મગધ આ દેશોમાં તીર્થયાત્રા વિના જનાર પુનઃસંસ્કારને લાયક થાય છે. એટલે કે ઉપર કહેલા દેશોમાં જવાથી તે દેશનાં ભૂમિ, વાયુ, અને જલાદિકના કારણથી તે દેશના સ્વભાવાનુસાર દ્રવ્યાદિક વ્યવહારમા અવશ્ય પ્રાપ્ત થાય છે, એટલુંજ નહિં, પણ તે તે દેશને લાયક સ્વભાવ પણ થઇ જાય છે, આ દેશોત્થ દોષ કહેવાય છે. આ દોષ કેવલ લિંગશરીર તથા સ્થૂલ શરીરને જ પ્રાપ્ત થાય છે, જીવને નહિં. લિંગશરીરના દેશોત્થ દોષો જેવા કે ગરમ દેશમાં તૃષા અધિક લાગવી, ઠંડા દેશમાં ક્ષુધા અધિક લાગવી વગેરે. સ્થૂલ શરીરના દેશોત્થ દોષો જેવા કે તૈલંગ દેશમાં અત્યન્ત શ્યામપણું, અને કાશ્મીર આદિ શીર દેશમાં અત્યન્ત ગૌરપણું વગેરે.

**૩. કાલોત્થ** :- કાલના પ્રભાવથી થનારા દોષો કાલોત્થ કહેવાય છે. તેમાં કલિકાલના પ્રભાવથી, ગ્રીષ્મકાલ કે શીતકાલના પ્રભાવથી, બાલ્ય, યૌવન કે વાર્ધક્યના પ્રભાવથી, જન્મવખતે રહેલા દુર્મુહૂર્તના પ્રભાવથી, પ્રાતઃકાલ, મધ્યાહ્નકાલ, સાયંકાલ કે રાત્રિકાલમાં પ્રકૃતિ ભેદના પ્રભાવથી થનારા દોષોનો સમાવેશ થાય છે. તાત્પર્ય કે ઉપર જણાવ્યા મુજબ ઉત્પન્ન થનારા દોષોનો સમાવેશ થાય છે. તેવા સમયમાં





નિદ્રા, જાગરણ, કે આલસ્યાદિક પ્રાપ્ત થાય તે પણ કાલોત્થ દોષ સમજવા. આ કાલોત્થ દોષ પણ દેશોત્થ દોષોની જેમ સ્થૂલ તથા લિંગશરીરને જ લાગુ પડે છે, જીવને નહિં. તેનો વિભાગ આ પ્રકારે છે. ભય, આલસ્ય, નિંદ્રા, કાર્ય કરવામાં ઉત્સાહ ઇત્યાદિ લિંગ શરીરના કાલોત્થ દોષ છે. જ્યારે શીતકાલમાં શરીરમાં સ્ફૂર્તિ રહેલી, ઉષ્ણકાલમાં પસીનો થવો, કામ કરવામાં મંદતા રહેવી વગેરે સ્થૂલ શરીરના કાલોત્થ દોષ કહેવાય છે.

**૪. સંયોગજ** :- સંયોગથી ઉત્પન્ન થતાં દોષ સંયોગજ કહેવાય છે. બુદ્ધિ તથા ઇચ્છા પૂર્વક મનના સંયોગથી ઉત્પન્ન થતા દોષ સંયોગજ છે. આ દોષ પણ લિંગશરીર તથા સ્થૂલ શરીરનાજ છે, જીવના નહિં. તેમજ લિંગશરીરૂમાં થતાં જ્ઞાન, ઇચ્છા, સંકલ્પ, વિકલ્પ આ બધાને અનુસરીને ચાલવું, જોવું, ખાવું, સાંભળવું ઇત્યાદિકમાં જે સ્થૂલ શરીરની પ્રવૃત્તિ થાય છે તે સ્થૂલ શરીરના સંયોગજ દોષ છે.

**૫. સ્પર્શજ** :- જ્ઞાન તથા ઇચ્છા ન હોવા છતાં કોઇ પદાર્થના સ્પર્શથી ઉત્પન્ન થનાર દોષ સ્પર્શજ દોષ કહેવાય છે. આ પણ સ્થૂલ તેમજ લિંગ શરીરના દોષો છે. વનમાં ચાલ્યા જતાં અચાનક સિંહાદિ ઘાતક પ્રાણી નજરે પડતાં ભય ઉત્પન્ન થાય છે, આ લિંગ શરીરના સ્પર્શજ દોષ છે. કારણકે ઉપર જણાવ્યા મુજબ જ્ઞાન તથા ઇચ્છા ન હોવા છતાં સિંહાદિ ક્રૂર પ્રાણી સમીપ આવી જવાથી ભય ઉત્પન્ન થયું છે. તેમજ સિંહાદિકને દેખવાથી થતો કંપ, અગ્નિપાસે આવવાથી થતો દાહ, આશ્ચર્યકારક પદાર્થ નિહાળવાથી થતાં રોમાંચાદિક, વગેરે સ્પર્શજ દોષ સ્થૂલશરીરના કહેવાય છે. આ સહજ વગેરે પાંચે દોષોનું નિરુપણ લોક તથા વેદમાં કરાયેલું છે. સૂક્ષ્મદેહવિશિષ્ટ જીવે દેહ, ઇન્દ્રિય, પ્રાણ, અન્તઃકરણ તથા તેના ધર્મોમાં અને પોતાને વિષે આ બધાં ભગવત્સંબંધી છે, અને ભગવાને પોતાની સેવા કરાવવા માટે મને આપેલા છે, એવું અનુસંન્ધાન થવા લાગે છે. એટલે કે આ બધાના સ્વામી તથા પ્રેરક પ્રભુ જ છે એવું અનુસન્ધાન થતું રહેતું હોવાથી બ્રહ્મસંબંધ લેતી વખતે ભગવદર્પિત અને ત્યાર પછી પ્રતિદિન ભગવત્સેવામાં ઉપયુક્ત થતા દેહાદિક ઉપર સહજ આદિ દોષોની કશી સત્તા ચાલતી નથી. તેથી તે દોષો, અગ્નિથી ભસ્મીભૂત વસ્ત્ર જેમ સ્વરૂપતઃ આકારતઃ હોવા છતા તેનાથી કશું કાર્ય થઇ શક્તુ નથી. આ પ્રકારે ભગવત્સેવામાં પ્રતિબન્ધ કરવાનું જે સામર્થ્ય દોષોમાં હતું તે સામર્થ્ય નિવૃત્ત થઇ ગયું એજ અત્રે સર્વદોષનિવૃત્તિ પદથી વક્તવ્ય છે. તે દોષો સ્વરૂપતઃ પણ નિવૃત્ત થઇ ગયા એવું તાત્પર્ય નથી. આમ પ્રત્યક્ષનો વિરોધ પણ ન થાય એટલા માટે બ્રહ્મસમ્બન્ધ કરવાથી સર્વ દોષોની નિવૃત્તિ થાય, એ શ્રીમહાપ્રભુજીની આજ્ઞાનો અભિપ્રાય નિર્દોષ પ્રભુની સેવામાં સદોષ જીવનો અધિકાર કેમ સંભવે? એ શંકાની નિવૃત્તિ કરવામાં જ રહેલો છે. અર્થાત્ અહન્તામમતાના પાત્રો ભગવાનને અર્પણ કરી દીધાથી તે ઉપરની પોતે માની રાખેલી સત્તા નિવૃત્ત થઇ જવાથી, તેમ પોતે પણ ભગવત્સમ્બન્ધી બન્યો, એટલે ભગવાનની સેવા સેવાય પોતા માટે પણ કશું કર્તવ્ય બાકી રહ્યું ન હોવાથી, સેવામાં પ્રતિબન્ધ કરવાનું સામર્થ્ય દોષોનું ચાલી ગયેલું હોવાથી, જીવે કરેલી સેવાનો પ્રભુ અંગીકાર કરે છે, તેમાં કશી શંકા રહેતી નથી. એજ અભિપ્રાય

બ્રહ્મસંબંધકરણાત્, સર્વદોષનિવૃત્તિર્હિ, આ ચરણદૂયીનો છે. આ પ્રમાણે પ્રથમ, પ્રતિજ્ઞારૂપ આત્મનિવેદન કરવાથી સામાન્ય રીતે સર્વ દોષની નિવૃત્તિ થાય છે એમ સિદ્ધ થયુ. ત્યાર પછી નીચે પ્રમાણે તે નિવેદનનો અભ્યાસ કરવાથી તે દોષોની સ્વરૂપતઃ પણ નિવૃત્તિઃ થઇ જાય છે.

**તે અભ્યાસ** :- આ સર્વ પદાર્થ ભગવાન્‌ના છે, કોઇ પદાર્થમાં મારૂ સ્વત્વ લેશમાત્ર પણ નથી. એવું અનુસંધાન રાખી કરવો. જો કે મંત્રોપદેશ લેવામાત્રથી જન્મ જન્માંતરથી બંધાયેલા અહન્તા તથા મમતાની પરાવૃત્તિદેહગેહમાંથી નિકળી પ્રભુતરફ લાગી જવી - તે જ ક્ષણમાં થઇ શકતી નથી તેથી તે થઇ શકશે નહિ એમ સમજી ઉપર જણાવ્યા મુજબનું અનુસંધાન કરવામાં શિથિલ બનવું નહિ, પણ મંત્રોપદેશ લીધાના સમયથી જ સર્વ પદાર્થ ભગવાન્‌ના છે, એવી રીતનો અંતઃકરણમાં દૃઢ નિશ્ચય થાય તેટલા માટે કાયિક, વાચિક, તથા માનસિક નિવેદનના અભ્યાસ ચાલુ રાખવો.

**કાયિકઃ** :- કોઇપણ પદાર્થ પોતાને ગમે તેવો પ્રિય હોય પરન્તુ ભગવાન્‌ને અર્પણ કર્યા પછીજ ભગવાન્‌ના પ્રસાદી તરીકે તે પદાર્થ પોતાના ઉપયોગમાં લેવો, જે અન્ન કે ફલાદિક શ્રીપ્રભુને ભોગ ધરવાના પદાર્થો હોય તે બધા પોતે જાતેજ અતિપવિત્રતાપૂર્વક સિદ્ધ કરી શ્રીપ્રભુને અર્પણ કરવા, પોતે જાતે જઇને સર્વ સામગ્રી લાવવી, ઉત્તમ સારી જોઇને લાવવી, વગેરે પોતાની કાયાથી જેટલી સેવા બને એટલી કરવી એ કાયિક નિવેદનનો અભ્યાસ કહેવાય છે.

**વાચનિકઃ** :- જે જે રીતિથી જે જે પદાર્થનું નિવેદન શ્રીપ્રભુને કરી શકાતું હોય તે તે નિવેદનની બાબતમાં નિઃસાધન થઇ અત્યંત દીનતા રાખી તે તે પદાર્થ અંગીકાર કરવાની શ્રીપ્રભુને પ્રાર્થના કરવી, તેમજ, સેવા કરતી વખતે અષ્ટાક્ષરમન્ત્ર, અથવા સેવા-પદ્ધતિના શ્લોક તથા અષ્ટછાપ મહાનુભાવોના કીર્તનાદિ, અને શ્રીગોકુલેશપ્રભુના પરમકૃપાપાત્રો દ્વારા રચિત ધોળપદોનું પણ અનુસંધાન સાથે ઉચ્ચાર કરવો, સર્વ પદાર્થ ભગવાન્‌ના છે, સ્વપ્નમાં પણ કોઇ પદાર્થ સાથે મારો સંબંધ નથી, એમ મુખથી કહેવું, નિવેદન મન્ત્રનો ઉચ્ચારણ કરતા રહેવું, સ્તોત્ર પાઠાદિકથી શ્રીપ્રભુની સ્તુતિ કરવી, વગેરે વાણીથી જે જે કાર્ય થઇ શકતું હોય તે કરવું એ વાચનિક નિવેદનનો અભ્યાસ કહેવાય છે.

**માનસિકઃ** :- કાયિક તથા વાચનિક જેટલું નિવેદન કરવામાં આવે તે સર્વની સાથે મનથી, શુદ્ધ સ્નેહ તથા અત્યન્ત દીનતાપૂર્વક શ્રીપ્રભુ પાસે અંગીકાર કરાવવાની ભાવના કરવી, નિવેદન મન્ત્રની અર્થાનુસંધાનપૂર્વક ભાવના કરવી, આ બધો માનસિક નિવેદનનો અભ્યાસનો પ્રકાર છે.

આ પ્રકારે કાયિક, વાચનિક તથા માનસિક ત્રણેય નિવેદનનો નિરંતર અભ્યાસ કરવાથી, તથા સાંપ્રદાયિક ગુરુના શ્રીમુખારવિંદથી સાંપ્રદાયિક ગ્રંથોનું શ્રવણ, તથા તેનુ મનન, નિદિધ્યાસન કરવાથી, શ્રવણાદિ દાસ્યપર્યન્તની સાત પ્રકારની ભક્તિનું સતત અનુષ્ઠાન કરવાથી, તેમજ મન, વચન, અને કર્મએ ત્રણેથી ભગવત્પરાયણ બનેલા સેવક-વૈષ્ણવો સાથે નિવેદનનું સ્મરણ કરતા રહેવું, આ પ્રકારે નવરત્નમાં શ્રીમહાપ્રભુજીની આજ્ઞા પ્રમાણે તાદશીજનોના સંગપૂર્વક નિવેદનનું સ્મરણ કરતાં રહેવાથી ક્રમે ક્રમે





નિવેદન પૂર્ણ રીતિથી સિદ્ધ થાય છે. એટલે અહન્તા-મમતારૂપ ચિત્તની વૃત્તિઓ વૈષયિક પદાર્થોમાંથી પરાવૃત્ત થઈને ભગવાન્‌માં લાગી જાય છે.

**શિષ્ય** :- ગુરુદેવ! આવી દોષની નિવૃત્તિ તો પ્રાયશ્ચિત્તાદિ કર્મ, જ્ઞાન, અને ભક્તિથી પણ થવા સંભવ છે ત્યારે **આત્મનિવેદન**ની વિશેષતા શી?

(...ક્રમશ:)

સંકલન:- દાસ ગોપાલ, જૈ જૈ શ્રીગોકુલેશ પરિવાર, વડોદરા

**અવતાર એટલે અવતરણ, વ્યાપિ વૈકુંઠમાંથી ભગવાનનું પ્રપંચમાં પધારવું.** (શ્રીસુબોધિનીજી ૧.૩.૧)

# સિદ્ધાંત રહસ્ય

..ગતાંકથી આગળ

**ગુરુદેવ** :- ગયા વખતે આપણે ૭માં શ્લોક અને ૭$^{1/2}$માં શ્લોકને આપણે સમજવાનો પ્રયાસ કર્યો. ચાલ આપણે અંતિમ શ્લોક તરફ આગળ વધીએ એ પહેલા થોડુક ફરી સમજીએ. જેમ કોઈક શંકા કરે કે સર્વ પદાર્થોને પ્રભુને સમર્પણ કેવી રીતે કરવું? તો ત્યાં શ્રીમહાપ્રભુજી આપણને આજ્ઞા કરે છે કે **સર્વેષાં બ્રહ્મતા તત:** એટલે કે સર્વ પદાર્થમાત્રમાં બ્રહ્મતા છે. તેથી સમર્પણ કરવામાં કોઈ બાધ ન આવે. આપણે તો કેવળ નિવેદન કરવાનું છે, સમર્પણ કરવાનું છે. આ પદ દ્વારા આપણે એ સમજાય કે જે પદાર્થો આપણે સાધન સ્વરૂપે ઉપભોગમાં લઈએ છીએ, તે પદાર્થો માટે શ્રીમહાપ્રભુજી આજ્ઞા એમ કરે છે કે જ્યારે જીવ બ્રહ્મસંબંધ (આગળ કહી ગયા તે પ્રમાણેનું બ્રહ્મસંબંધ)થી લઈને સાધન કર્યાથી બધા આત્મનિવેદીઓને બ્રહ્મતા એટલે દોષરહિતપણું અને ભગવાનની જણશોની સમાનતા થાય છે. બ્રહ્મ છે તે નિર્દોષ છે, અને સર્વ ઠેકાણે એક સરખું છે. **નિર્દોષં હિ સમં બ્રહ્મ**, આ વચન દ્વારા બ્રહ્મ નિર્દોષ અને સમાન છે. તેથી આ સર્વ ચરાચર જગતનું સંચાલન બ્રહ્મની આજ્ઞા અને કૃપાસ્વરૂપ છે, તેથી કલિકાલ વગેરે જે દોષો છે તે દોષોનો અભાવ આત્મનિવેદીઓમાં જોવા મળશે. આત્મનિવેદન પ્રાપ્ત કરેલ જીવને આ કલિકાલ વગેરે દોષો લાગતાં નથી અને એટલેજ શ્રીપ્રભુ આત્મનિવેદી (બ્રહ્મસંબંધ પ્રાપ્ત જીવો) જીવો દ્વારા શ્રીપ્રભુની સેવામાં જે અંગીકાર કરાવે છે, તે શ્રીપ્રભુ સુખ કરીને જીવને માટે ફલવાન્ થાય છે.

**શિષ્ય** :- ગુરુદેવ! મનમાં એક શંકા થાય છે. આપશ્રી કૃપા કરીને સમાધાન કરશો. આપશ્રીએ જે અત્યારસુધી કથન કર્યુ તે અનુસાર સર્વ દોષોની નિવૃત્તિના ઉપાયનો ઉપદેશ કરીને દોષોને શ્રીવિગ્રહ (શ્રીપ્રભુનું સ્વરૂપ) થકી વિદ્યમાનપણું છે. ત્યારે દોષનિવારણતાને કારણે જે સેવામાં પ્રતિબંધકપણુ છે, તે સેવકો સેવામાં જાણી શક્તા નથી, કારણકે પ્રતિબંધ નિવૃત્ત થઇ જાય છે. દોષો જે છે તેતો સ્વરૂપતઃ વિદ્યમાન છે, છતાં પ્રતિબંધ કરતા નથી, આવું તો ક્યાંય નરી આંખે દેખાતું નથી. અને આજકાલના અમે આધુનિકો જો દેખાય નહીં તો વિશ્વાસ ન કરીએ, એવો આજકાલ ચિલો ચાલે છે. તો પછી આ વિષયને કેવી રીતે સમજવું ?

**ગુરુદેવ**:- વાત સાચી છે. પણ આવી શંકાનું કારણ મને દેખાતું નથી. છતાં તુ આગળ સમજ. શ્રીમહાપ્રભુજી સિદ્ધાંત મુક્તાવલી ગ્રંથમાં આજ્ઞા કરે છે કે **સંશયાત્મા વિનશ્યતિ**. તેથી આવી પરિસ્થિતિમાં જઘન્ય અધિકારી જીવોનું જીવન વ્યર્થ થઇ જાય છે, નિષ્પ્રયોજન થઇ જશે, નષ્ટ થઇ જશે. તો આવી પરિસ્થિતિને વ્યવસ્થિ રીતે સમાધાન માટે શ્રીમહાપ્રભુજી હવે આ આજ્ઞા કરે છે.

**गङ्गात्वं सर्वदोषाणां गुणदोषादिवर्णना।**

**गङ्गात्वे न निरूप्या स्यात्तद्वत्रापि चैव हि।।૮.૧/૨।।**

અર્થ :- હવે એક વાત સમજો કે આગળ શ્રીગંગાજીના દષ્ટાંતવાળા વાક્યમાં स्यात्तद्वत्रापि स्यात् - **तद्वत्** - तापि **तद्वत्** પદથી આ સમજાય છે કે, જે પહેલાં કહેલા **यद्वत्** અથવા તો **यथा** શબ્દને સમજાવે છે. તદ્ - વત્ તેનાં જેવું. એટલે કે જેમ શ્રીગંગાજીમાં મળનારું ગંદુ પાણી, (નાળું-ખાડાનું ગંદુ પાણી)ના સમસ્ત દોષને શ્રીગંગાસ્વરૂપતા સિદ્ધ થાય છે, કારણકે શ્રીગંગાજી વિશાળ છે. અને એક વાર આવું ગંદુ પાણી ગંગામય બની જાય પછી શ્રીગંગાજીનું જળ અને ગંદા નાળા-ખાડાનું પાણીમાં કોઇ ભેદ નથી રહી જતો. આ રીતે સર્વે ગંગાજળ પીએ છીએ, ગંગાસ્નાન કરીએ છીએ અને આ ગંગા જળ દ્વારા મારો જ્વર-તાવ વગેરે નિવૃત્ત થઇ જાય છે, એવું પણ ઘણાં ખરા કહેતા હોય છે. આવા જીવોને પોતાનો જ્વર દૂર થવાનો અનુભવ શ્રીગંગાજળમાં થાય છે, પણ નાળા-ખાડાનું ગંદુ પાણીનો અનુભવ થતો નથી, સ્વરૂપતઃ ગંદુપાણી શ્રીગંગાજીમાં વિદ્યમાન છે, છતાં શ્રીગંગાજીનું પવિત્ર ગંગાજળનોજ અનુભવ થાય છે. મૂલ કારીકામાં **हि** આવે છે. **हि** પદ નિશ્ચય વાચક છે. અને મૂલ કારિકામાં अत्रापि શબ્દનો અર્થ છે, - અહીંયા બ્રહ્મસંબંધ કરવાને કારણે કહેલી રીતિથી ભગવદીયતાની બહુલતા પ્રાપ્ત થવાને કારણે અને **च**કારથી ભગવદ્-અનુસંધાનની બહુલતા થઇ જવાને કારણે ગંગામાં મળી ગયેલા સમસ્ત દોષોની જેમ પહેલા





કહેલા પાંચ પ્રકારના દોષો (સહજ, દેશકાલોત્થ, વગેરે)નું વર્ણન નિરૂપણ-યોગ્ય નથી. આ પ્રકારે દોષો ભલે વિદ્યમાન હોય, તે દોષોની જાણકારી હોય કે ન હોય; શ્રીગંગાજીમાં મળેલ મલીન-અશુદ્ધ જળની જેમ આ દોષોનું પણ સ્વરૂપનાશ તો થઇ જાય છે. તેથી જગન્યાધિકારીયો આ જાણીને પોતાની આત્માની રક્ષા કરવી જોઇએ. શ્રુતિ અને સૂત્રોમાં તત્ક્રતુ ન્યાયની વાત કહેવામાં આવે છે. આપણા સંદર્ભમાં એટલું સમજવું જોઇએ કે તત્ક્રતુ ન્યાય જે છે, તેથી સર્વદા-સર્વત્ર ભગવદીયતાનું અનુસંધાન કરવાથી ભગવદીયતા સિદ્ધ થાય છે, અને આ દોષો દૂર થઇ જાય છે. આવો અર્થ સમજવો. કદાચ તને મનમાં એમ થતું હશે કે આ તત્ક્રતુ ન્યાય શું છે? બરાબર! તો લે સમજ. શ્રુતિ કહે છે કે **યજ્ઞો વૈ વિષ્ણુઃ** , યજ્ઞ ભગવાન વિષ્નુનુંજ સ્વરૂપ છે. અને **અહં ક્રતુરહ** (શ્રીમદ્ ગીતા ૯.૧૬) અને **અહં હિ સર્વયજ્ઞાનામ્** (શ્રીમદ્ ગીતા ૯.૨૪), વગેરે વચનો દ્વારા એમ સમજાય છે કે ભગવાન યજ્ઞના ભોક્તા અને સ્વામી છે. તેથી યજ્ઞની પ્રક્રિયામાં જે વિધિ-નિષેધોમાં કાંઇપણ ન્યૂનાધિક્તા રહી જાય, પણ અનુસંધાન તો સર્વથા ભગવાનનું જ કરવાનું છે, કારણ શું? કારણ યજ્ઞ વિષ્ણુનું સ્વરૂપ છે. આને તત્ક્રતુ ન્યાય કહેવાય છે. તેથી મહાનુભાવ શ્રીપુરુષોત્તમજી આપણને એજ સમજાવવા માંગે છે કે જ્યારે આપણે નિવેદન કર્યું, પછી સર્વત્ર, સર્વદા ભગવદીયતાનું અનુસંધાન રાખવું જોઇએ, દોષોની ચિંતા કરવી જોઇએ નહીં, આવો અર્થ સમજવો. શ્રીપુરુષોત્તમજીની દીનતા કેવી છે, કે આપશ્રી અંતમાં એવું લખે છે કે આ જે વિવેચન મેં કર્યું તે પૂર્વાચાર્યો-ગુરુજનોની કૃપા દ્વારા ઉક્ત કારિકાના અર્થની વ્યાખ્યા કરી.

પણ આ વિષયપર ચિન્તન કરતાં મને થોડુંક વધારે કહેવાનું મન થાય છે. વધું કહેવાનું એટલે મન થાય છે કારણકે, જો આટલીજ વાત શ્રીમહાપ્રભુજીએ પ્રકટ કરવી હોત તો તો આ પ્રસંગ ક્યારનો પૂરો થઇ ગયો હોત, પણ આગળના શ્લોકોમાંથી न मन्तव्याः कथञ्चन આ પ્રસંગે કરોત, જ્યાં દોષોની સર્વ પ્રથમ ચર્ચા પ્રથમ કરી છે, ત્યાં કરોત. એટલે કે આ વિવેચન તો બીજા-ત્રીજા શ્લોકમાં થવો જોઇએ હતો, કારણકે બીજા-ત્રીજા શ્લોકમાં દોષોની વિસ્તૃત ચર્ચા થઇ છે, તો ત્યાં કરવી જોઇએ હતી. પણ આ છેલ્લા શ્લોકની પૂર્વભૂમિકા તો सर्वेषां ब्रह्मता ततः ૭.$^{1/2}$માં પ્રકટ કરી. કારણ શું હોઇ શકે! કારણકે આ ફલાવસ્થાની વાત છે. તેથી શ્રીમહાપ્રભુજીએ શ્રીગંગાજીના ઉદાહરણ આ ફલાવસ્થા બાદ પ્રકટ કરી, જેથી જે ફલ પ્રાપ્તિનો બોધ છે, તે દઢ થઇ જાય. છતાં ब्रह्मसम्बन्धकरणात्सर्वेषां देहजीवयोः सर्वदोषनिवृत्तिः ના પૂર્વમાં દોષની નિવૃત્તિ બતાવેલી છે, असमर्पितवस्तूनां तस्माद्वर्जनमाचरेत् અને ભવિષ્યમાં અન્ય દોષોનો સંસર્ગ ન થાય, તેનો ઉપાય શ્રીમહાપ્રભુજીએ બતાવ્યો છે. શ્રીમહાપ્રભુજી જીવની કેટલી કાળજી લે છે. પહેલા જે દોષો





જીવમાં હતા, તેની નિવૃત્તિ નિવેદિત થયાથી થાય છે, निवेदिभिः समर्प्यैव सर्वं कुर्यात्, જો સમર્પણ ભગવદ્ધર્મ અનુરોધિત્વ હોય ત્યાર માટે છે. અને પછી ફરી નવીન દોષો પણ પ્રવેશ ન કરે, તે માટેના ઉપાયો પણ આપશ્રીએ બતાવ્યાં છે. શ્રીમહાપ્રભુજી એમ પણ આ ગ્રંથમાં આજ્ઞા કરેલી છે કે सेवकानां यथा लोके व्यवहारः प्रसिद्ध्यति तथा कार्यम् જે સમર્પણ લૌકિકવ્યવહાર અનુરોધિત્વ બતાવે છે. શ્રીમહાપ્રભુજી જીવના લૌકિકાલૌકિક બન્નેને સમન્વય કરી આજ્ઞા કરી છે. પણ જોઈએ, આપણી દૃષ્ટિ, આપણી ઈચ્છા તે અનુસરાની. સમર્પણની દ્વિવિધતા બતાવી છે. તેમાં આદ્ય સમર્પણથી બ્રહ્મતારૂપ ફલ પ્રાપ્ત થાય છે. सर्वेषां ब्रह्मता ततः જે અન્તમાં કહેલું છે, તે વાસ્તવમાં निवेदिभिः समर्प्यैव सर्वं कार्यम् આદેશનું વાક્ય શેષ છે, જેને निवेदिभिः समर्प्यैव सर्वं कार्यम् , सर्वेषां ब्रह्मता ततः આ પ્રકારે સમજવું જોઈએ. આ પ્રસંગ હમણાં કહ્યોં તે છે ભગવદ્ધર્મ અનુરોધિનો છે. હવે રહ્યો બીજો પ્રશ્ન લોકાનુરોધિ સમર્પણનો તો આવું કરવાથી તો માત્ર જેમ શ્રીગંગાજીમાં મલીન જળ મળે છે, છતાં શ્રીગંગાજળમાં દોષ નથી આવતું, તેવી જ રીતે અહીં (લોકાનુરોધ સમર્પણ કરવાપર) કેવલ દોષોની અનુપસ્થિતિમાત્ર, નિવૃત્તિમાત્ર જ માનવું જોઈએ! ફલની કોઈપણ વાત નો ઉલ્લેખ સુદ્ધા નથી. આ પ્રકારે સમર્પણ કર્યા પછી સેવાફલ ગ્રંથમાં બતાવેલ મધ્યમ અને જગન્ય અધિકારીના ઉપયોગી સેવા કરવી જોઈએ ( ઉપકારત્વં !) પછી ક્રમે-ક્રમે અનુકૂલતા મળી આવે છે....!

તેથી જેમ અન્ય માર્ગો (પુષ્ટિમાર્ગથી ભિન્ન માર્ગ)માં દોષોની નિવૃત્તિ માટે અલગ-અલગ સાધનોની આવશ્યક્તા રહેતી હોય છે, ત્યાં આપણા પુષ્ટિમાર્ગમાં આ બ્રહ્મસંબંધને, સેવાનો અધિકાર (બ્રહ્મસંબંધ કેવળ સેવાનો અધિકાર છે, નહીં કે મોક્ષ પ્રાપ્ત કરવાનો પાસ-પોર્ટ)ને સંપાદિત કરવાનો સંસ્કાર (આત્મનિવેદન)નું આનુષાંગિક ફલ માનવું જોઈએ. **આજ સિદ્ધાંત રહસ્ય છે**.

एवं प्रभुप्रेरणया विभातं यन्मे तदुक्तं नहि तत्स्वबुद्ध्या ।
अतः स्वदासे करुणां वितन्वन् स एव मत्स्वान्तमलङ्कारोतु ।। १ ।।
यदत्र सदसद्वापि जीवबुद्ध्योदितं क्वचित् ।
क्षमन्त्वाचार्यचरणास्तं मे मन्तुं कृपालवः ।।
।। इति श्रीमद्वल्लभाचार्यचरणैकतान-पीताम्बरात्मजपुरुषोत्तमविरचितं
सिद्धान्तरहस्यविवरणं सम्पूर्णम्।।

આ પ્રકારે પ્રભુ-પ્રેરણા દ્વારા જેવું મને લાગ્યું (શ્રીપુરુષોત્તમજી), તેવું વિવેચન મેં કર્યું; સ્વબુદ્ધિથી નહીં।

તેથી પોતાના દાસપર પ્રભુ કરૂણા કરે અને તેજ મારા અન્ત:કરણને અલંકૃત કરેં ।। ૧ ।।

જો મેં કોઇ જગ્યાએ જીવબુદ્ધિથી સદ્-અસદ્ કંઇક કહીં દીધું હોય તો, કૃપાલું આચાર્યચરણ મારો છે, એમ જાણીને મને ક્ષમા કરે.

।। આ શ્રીમહાપ્રભુ શ્રીવલ્લભાચાર્યચરણોમાં એકનિષ્ઠ-પીતામ્બરાત્મજ-પુરુષોત્તમ દ્વારા વિરચિત સિદ્ધાંતરહસ્ય ગ્રંથનું વિવરણ સંપૂર્ણ થયું ।।

**सिद्धान्तरहस्यविवरणं पुरुषोत्तमैर्विविवृतम्।**

**भाषानुवादश्चेतेषां रायेणसंस्कृतः।। श्रीगोकुलनाथार्पणमस्तु**

(...ક્રમશ:)

સંકલન:- દાસ ગોપાલ, જૈ જૈ શ્રીગોકુલેશ પરિવાર, વડોદરા

## ।। મંગલાચરણ ।।

..ગતાંકથી આગળ

આજના અંકમાં આપણે પૂજ્યચરણ ગોસ્વામી શ્રીશ્યામ મનોહરજી દ્વારા વિવેચિત અંશ આપણે ભણીશું. આ અંશ સેવા અને વ્રજલીલા પુસ્તકમાંથી સાભાર સ્વીકાર છે.

**પ્રથમ ચતુર્ભીશ્ચ :- જન્મ પ્રકરણ :**

દશમસ્કન્ધના પ્રથમ ચાર અધ્યાય જન્મપ્રકરણ કહેવાય છે. આ અધ્યાયોમાં ભગવાન ભૂતલ ઉપર શા માટે પ્રકટ થયા, ભૂતલ ઉપર પ્રકટ થવા ભગવાને શું-શું કર્યુ વગેરે વિષયોનું નિરૂપણ કરવામાં આવ્યું છે. જન્મપ્રકરણના ચાર અધ્યાયો પછી બીજું તામસ પ્રકરણ શરૂ થાય છે.

**બીજુ ચતુર્ભિશ્ચ :- તામસ પ્રકરણ :**

પહેલા સાત અધ્યાયોમાં ભગવાનને જાણવાનાં જે બધઅ પ્રમાણો છે તે ભગવાને પ્રકટ પણ બતાવી દીધા છે કે ભાઇ આ બધા પ્રમાણોમાં રહેલો હું ભગવાન્ છું. બીજી બાજુ વ્રજભક્તો કહી રહ્યા છે કે તે પ્રમાણ નથી. આમારા હૃદયમાં જે વસી ગયું છે તે તું અમારો બાલક છે, તુ અમારો સખા છે, તુ અમારો પ્રિયતમ છે, તે વાર પ્રમાણ છે. આ તામસ પ્રકરણ છે, તામસ પ્રમાણ છે. કારણકે ભગવાન બતાવી રહ્યાં છે





કે જોઇ લો મારા મુખમાં સમસ્ત બ્રહ્માણ્ડ સમાયેલુ છે. પ્રત્યક્ષ બતાવી દીધુ વ્રજભક્તો કહે છે કે પ્રત્યક્ષ એ પ્રમાણ નથી, તે તો કોઇ ભૂતબાધા લાગે છે. તો પ્રમાણ શું છે? મારું હૃદય કહે છે કે આ મારું બાળક છે આ પ્રમાણ છે. આ પ્રમાણે શ્રીમહાપ્રભુજી આજ્ઞા કરે છે કે આ તામસ પ્રમાણ છે. કારણકે ભગવાનની હકીકતનો સ્વીકાર કર્યા વગર આપણા ભાવને પ્રધાનતા આપવી તે ભગવાનને જાણવામાં તામસ પ્રમાણ છે. એ પ્રમાણથી ભાવને પ્રધાનતા આપવી તે ભગવાનને જાણવામાં તામસ પ્રમાણ છે. એ પ્રમાણથી ભગવાનનું જે સ્વરૂપ પ્રકટ થશે તેને પ્રમેય કહીએ છીએ. ત્યારે તો પછી તે પ્રમેય પણ તામસ પ્રમેય જ હશે. ત્યાં તો તેજ પ્રમેય પ્રકટ થશે જે રીતે ભક્ત પોતાના પ્રમાણના હિસાબે ભગવાનને જાણવા માંગે છે.

આમ જ્યારે તામસ પ્રમાણ અને તામસ પ્રમેય સ્થિર થઇ ગયા ત્યારે એ પ્રમેયને પામવાનાં જે સાધનો હશે તે પણ તામસ જ હોવાનાં, ભક્ત એમ કહેશે કે જે રીતે અમે તને મળવા-મેળવવા ઇચ્છીએ છીએ તેવી જ રીતે તને મેળવીશુ. તું જે રીતે અમને મળવા માંગતો હોય તે રીતે અમે તને નહીં મળીએ.

ઔરંગઝેબના જમાનામાં સરમદ થઇ ગયો, તે તે એક વાત બહું સરસ રીતે કહી છે, તે કહે છે :

સરમદ અગર ઉ વફાસ્ત ખુમિઆયદ્

વર અશ મદનશ રવાસ્ત કુદમિઆયદ્

બેહૂદાચરા દરપએ ઉમી ગરદી

અગર ઉ ખુદાસ્ત ખુદ મિઆયદ્

ખુદાનો અર્થ થાય છે ખુદ આ, જાતે જે આવે તેનું નામ ખુદા, તો એ પ્રશ્ન કરે છે કે કોણ આવે તે સારું છે? તેનું (ભગવાનનું) કે મારું (જીવનું)? ભાઇ, આવવું તો તેનું જ સારું છે, કારણકે હું ત્યાં જઇશ તો અહીં બધા લોકો રડશે કે મરી ગયો, તે અહીં આવે તો કોઇ રડશે નહીં, તેણે ખુદ જાતેજ આવવું જોઇએ. તેથી તે એવા નિષ્કર્ષ પર પહોંચે છે કે બેહૂદા ચરા દરપએ ઉમિગરદી તો જ્યારે તે જાતે - ખૂદ આવવાનો છે તો હું શા માટે ઘેર-ઘેર ભટકું? જો તે ખુદા છે તો તેણે મારી પાસે આવવું જોઇએ, હું એને શોધવા કેમ જાઉં? જુઉ, આ તામસભાવ છે, આ સાત્વિકભાવ નથી. તમે એમ નહીં કહી શકો કે સરમદના હૃદયમાં ભગવાન્ પ્રત્યે સ્નેહ નથી. સ્નેહ તો પૂરેપૂરો ભરેલો છે, પણ તે સ્નેહનો જે રંગ છે તે તામસ છે, તેથી તે ભગવાનને માટે પણ એમજ કહે છે કે જો તે ખુદા છે તો ખુદ આવશે, હું કેમ ભટકુ? બેહૂદી રીને અહીં-તહીં મંદિરમાં, મસ્જિદમાં શા માટે જાઉં? આપણે ત્યાં કહેવામાં આવેલું છે કે જોપે, અપને કરમ કર ઉતરોં

હો પાર તો હોં હી કર્તાર કર્તાર તુમ કાહે કે !, આ તામસ ભાવ છે. બધા વ્રજભક્તો સાધન પણ આ રીતે જ કરવા માંગે છે ભગવાનને મેળવવા માટે. તેઓ કહે છે કે આવીજા, તું અમારી પાસે જ્યારે અમે બોલાવીએ છીએ. અમે તારી પાસે શા માટે આવીએ ? તું અમારી પાસે કેમ આવતો નથી ? શું ચક્કર છે, શી તકલીફ છે ? આપણા ધર્મમાં ખુદા શબ્દ નથી પણ આપણો ભાવ તો એજ છે કે જોતું ખુદા છે તો ખુદ આવીજા. અમે તારી પાસે નહીં આવીએ. આ ભાવ તામસસાધનનો ભાવ છે. આ તામસભાવના સાધનને આધીન થઈને જ્યારે પરમાત્મા પ્રકટ થઈ જાય છે તો તેને તામસ ફલ કહેવામાં આવે છે. તેથી કહેવામાં આવે છે કે તેનું ફલ તામસ જ તેને મળ્યું. ને ભગવાન પાસે ન ગયા, ભગવાન્ તેમની પાસે આવી ગયા.

અમે ત્યાં જઇ શક્તા નથી, અમે ક્યાં થઈને જઈએ ? શા માટે જઈએ ? વૈકુંઠના નામે મારે ત્યાં આવવું જોઈએ. આને તામસ ફલ કહેવાય છે.

તો આ પ્રકારે ભગવાન્‌ના દશમસ્કંધના જન્મપ્રકરણમાં પહેલા ૧થી ૪ અધ્યાયો પછી ૫થી ૧૧, આ સાત અધ્યાય તામસ પ્રમાણ પ્રકરણ છે. ત્યાર પછીના ત્રણ પ્રક્ષિપ્ત અધ્યાયો (૧૨, ૧૩, ૧૪)ને છોડીને ૧૫થી ૨૧ અધ્યાય આ સાત અધ્યાય તામસ પ્રમેય પ્રકરણના છે તેના પછી ૨૨થી ૨૮ અધ્યાયોં આ સાત અધ્યાયો તામસ સાધન પ્રકરણના છે. તેના પછી ૨૯થી ૩૫ આ સાત અધ્યાયો તામસફલ પ્રકરણ છે.

**ત્રીજું ચતુર્ભિશ્ચ** વિરાજતે:- **રાજસ પ્રકરણ :**

ત્યાર બાદ બીજું રાજસ પ્રકરણ શરૂ થાય છે. એમાં પણ પહેલાની જેમ જ સાત-સાત અધ્યાયના પ્રમાણ, પ્રમેય, સાધન અને ફલ એ પ્રકારે ચાર પ્રકરણ છે. અહીં વ્રજલીલા સમાપ્ત થઈ ને મથુરા લીલા શરૂ થાય છે. મથુરાલીલા સાથે સંબન્ધ ધરાવતા ભક્તોના રાજસભાવ હોવાથી એનું પ્રમાણ પણ રાજસ છે, એનું પ્રમેય પણ રાજસ છે, સાધન પણ રાજસ છે અને તેમને જે ફળ મળ્યુ તે પણ રાજસ પ્રકૃતિનું મળ્યું. તાત્પર્ય એ છે કે રાજસભાવમાં તામસભાવમાં જેવી આગ્રહશીલતા છે, તેવી આગ્રહશીલતા નથી કે અમે જે માની લીધું તે જ બરાબર છે, તેથી આ રાજસ પ્રકરણ છે.

**ત્રિભિ:વિરાજતે :- સાત્વિક પ્રકરણ :**

ત્યાર પછી ત્રિભિ - ત્રણ રીતે આવે છે. અહીંથી દ્વારકાલીલા સંબંધી પ્રકરણ શરૂ થાય છે. આને શ્રીમહાપ્રભુજી સાત્વિક પ્રકરણ કહે છે. કારણકે તે સમય સુધી બધા લોકો એ શ્રીકૃષ્ણને જાણી લીધા અને શ્રીભગવાન તરીકે સ્વીકારી લીધા હતા. અને સ્વયં ભગવાને પણ જ્યાં સુધી આપ મથુરામાં હતા ત્યાં સુધી





પોતાના જે બે જ શ્રીહસ્ત (હાથ) પ્રકટ રાખ્યા હતા, તેને સ્થાને કાલયવનને આપનૌ પીછો પકડ્યો અને ભગવાને મથુરા છોડ્યું ત્યારે, ચાર શ્રીહસ્ત પ્રકટ કરી લીધા.

ભગવાન જ્યારે પ્રકટ થયા ત્યારે ચાર શ્રીહસ્ત સાથે પ્રકટ થયા હતા પરંતુ શ્રીગોકુલ જવાનું હતુ તેથી આપે બે શ્રીહસ્ત ગુપ્ત રાખ્યા હતા. અને જ્યારે મથુરા છોડી દ્વારકા તરફ પધાર્યા ત્યારે ફરીથી બીજા બે શ્રીહસ્ત પ્રકટ કરી લીધા. ભગવાનને ચાર શ્રીહસ્ત પ્રકટ થઇ ગયા તેથી અપવાદરૂપે શિશુપાલ એમ કહેતો રહ્યો કે પહેલા તો તારા બેજ હાત હતા, હવે આ બીજા બે હાથ ક્યાંથી આવી ગયા? એટલે એ કહેતો તે ખોટા (બનાવટી) હાથ લગાવ્યા હશે, તેવી જ રીતે પૌણ્ડ્રક વાસુદેવ પણ કહેતો હતો. પૌણ્ડ્રકના તો બેજ હાથ હતા, પણ એણે બે લાકડાના બે હાથ લગાવી દીધઅ અને કહેવા લાગ્યો કે હું પણ વાસુદેવ છું.

આવી અપવાદની વાતો બાદ કરતાં ઘણું કરીને બધા લોકોએ શ્રીકૃષ્ણને ભગવાનના સ્વરૂપે સ્વીકારી લીધઅ હતા, તો જ્યારે શ્રીકૃષ્ણને ભગવાનના રૂપમાં સ્વીકારી લીધા પછી તો પ્રમાણની કોઇ આવશ્યક્તા જ ન રહીને. તેથી સાત્ત્વિક પ્રકરણમાંથી સાત્ત્વિક પ્રમાણનું એક પ્રકરણ ઓછું થઇ ગયું. તેથી શ્રીમહાપ્રભુજી કહે છે કે ત્યાં સાત અધ્યાય ઓછા લખેલા છે. તેથી એકવીસ અધ્યાયોનું સાત્ત્વિક પ્રકરણ છે.

**ષડ્ભિઃ વિરાજતે :- ગુણ પ્રકરણ :**

સાત્ત્વિક પ્રકરણ જ્યાં પુરું થાય ત્યાર પછીનાં છ અધ્યાયોમાં ભગવાનના ઐશ્વર્ય, વીર્ય, યશ, શ્રી, જ્ઞાન, વૈરાગ્ય આમ ૬ ગુણોનું વર્ણન છે. તે બધા અધ્યાય નિર્ગુણ અધ્યાય છે. નિર્ગુણ અધ્યાય એટલે એ અધ્યાયોમાં જે ભક્તોના ભાવનું વર્ણન છે, તે સાત્ત્વિક કરતાં પણ ઉચ્ચ કોટિના નિર્ગુણ ભાવોનું વર્ણન છે.

આમ આ મંગલાચરણના શ્લોકનો ભાવાર્થ આ પ્રમાણે છે. ચાર પ્રકારે, ચાર પ્રકારે, ચાર પ્રકારે, ત્રણ પ્રકારથી, છ પ્રકારથી આમ પાંચ પ્રકારે જે મારા હૃદયમાં બિરાજે છે તે શ્રીકૃષ્ણને મારા નમસ્કાર હો! નમન હો!

## શ્રીગુરુવાણી - દાહોદ મુકામ

### (શ્રીગુરુદેવ શ્રીદેવકીનન્દનાચાર્યશ્રીના વચનામૃતમાંથી સાભાર)

**નિત્યનિયમ** : તમારા સામાજીક કે બાહ્ય જીવન માટે મારું કંઇજ કથન નથી, કેમ કે તે મારો વિષય નથી, તેથી તેમાં મારો હસ્તક્ષેપ નથી. હું તો એટલું કહીશ કે ઘરની સીમારેખામાં તમારૂં ગળુ દબાવીને કોઇપણ





વ્યક્તિ તમને મજબૂર બનાવતી નથી. અને ઘરથી બહાર જઇને દુનિયાની રીતે વર્તો, તેનો કંઇ જ વાંધો નથી, પણ પોતાના ઘરમાં કમ-સે-કમ જો કંઠી પહેરી છે અને શરણાગતીનું જો જીવન જીવવા માંગો છો અને જો પસંદગી છે તો આડંબર રહીત અસદ્ જેટલા અસદ્ જીવનથી દૂર રહીને એક સ્વસ્થ ભગવાનમય જીવન જીવવાની દિનચર્યા મેળવવાનો પ્રયત્ન કરો.

એક નિયમ લેજો કે કમસેકમ તમારા ઘરમાં દરરોજ સાંજે જે સમય આપણને અનુકૂળ હોય તે ૨૦ મીનીટ (ટીવી અને કમ્પ્યુટર જેવા રાક્ષસથી દૂર રહીને) આબાલ-વૃદ્ધ બધા કે જે ઘરમાં રોટલા ખાઇ રહ્યાં છે, તે બધા સાથે બેસીને ભગવદ્વાર્તા કરો. ફક્ત ૨૦ મીનીટ, ૨૧મી મીનીટ પણ નહીં, કેવળ ૨૦ મીનીટ તમારા ઘરની દીનચર્યામાં એવા હોવા જોઇએ તે બધાજ બેસીને સત્સંગ શ્રીમહાપ્રભુજીના ષોડશ ગ્રંથ, વાર્તાના રૂપમાં થાય. સ્વસ્થ સત્સંગ ૨૦ મીનીટ પણ ચાલવો જોઇએ. આ શરણાગતિના જીવન માટે આવશ્યક છે. સવારે તમે ઉઠો અને રાત સૂધીમાં સમયની મર્યાદા મારી નથી, પણ નિશ્ચિત પણે ઘરની દરેક વ્યક્તિએ શ્રીસર્વોત્તમ, શ્રીનામરત્નાખ્ય સ્તોત્ર, શ્રીગોકુલેશાષ્ટોત્તરશતનામાવલી, શ્રીયમુનાષ્ટક તથા શ્રીકૃષ્ણાશ્રયના પાઠ (એટલે કે નાની નમોસ્તુ પુસ્તકમાં સમાવેલા પાઠ) કરવા જોઇએ. શ્રીસર્વોત્તમ એ સર્વ પ્રથમ છે. શ્રીમહાપ્રભુજીનું નામ તમારી જીભને સ્પર્શ નહીં કરે ત્યાં સૂધી શ્રીકૃષ્ણ અને શ્રીયમુનાજીના બધા તમારાથી દૂર જ રહેશે. એટલે તમે સીધા શ્રીયમુનાષ્ટક પર છલાંગ લગાવી દો છો, તેવી મહાન ભૂલ કરી રહ્યાં છો. શ્રીમહાપ્રભુજીના નામ સ્મરણ સૌ પહેલા કરો. શ્રીસર્વોત્તમ સ્તોત્રથી શ્રીમહાપ્રભુજીનું સ્મરણ કરો, શ્રીનામરત્નાખ્ય સ્તોત્રના સ્મરણથી શ્રીગુસાંઇજીનું સ્મરણ કરો, શ્રીગોકુલેશાષ્ટોત્તરશતનામાવલીના સ્મરણથી શ્રીચતુર્થકુમાર શ્રીગોકુલેશ પ્રભુચરણનું સ્મરણ કરો, શ્રીયમુનાષ્ટકથી શ્રીયમુના મહારાણીજીનું સ્મરણ કરો, સ્તુતિ કરો, અને શ્રીકૃષ્ણાશ્રયથી શ્રીકૃષ્ણની સ્તુતિ કરો. આ સ્વરૂપો પુષ્ટિમાર્ગના મૂળ તત્ત્વો છે. એક અષ્ટાક્ષરની માળા તમારી થવી જોઇએ, એ કોઇપણ સમયે સવારથી લઇને રાત સૂધીમાં સૂવો ત્યાં સૂધીમાં જો તમને શરણાગતિના માર્ગની એક કાંઇક આછી છાપ પણ વર્ષનું બાળક હોય એને સૂતા પહેલા તમે એને દસ વખત કમસેકમ (અષ્ટાક્ષર મંત્ર) શ્રીકૃષ્ણનું નામોચ્ચાર કરાવો. હુ મંત્ર નથી બોલી રહ્યો. તમારે ત્યાં મંત્ર ધ્વનિ ચાલે છે. શ્રીમહાપ્રભુજીની દૃષ્ટિએ મંત્રનું જ્યારે સાર્વજનિક રૂપે ઉચ્ચારણ થાય ત્યારે તેમાંથી મંત્રપણું જતું રહે છે. અષ્ટાક્ષરમંત્ર હોય કે બીજો કોઇપણ મંત્ર હોય તેની સામૂહિક પાઠ કરવા હોય તો સ્તુતિ પાઠ છે, સ્તવન પાઠ છે, એ બધાનો પાઠ કરો. પણ મંત્રનો ઉચ્ચાર એવી રીતે ન થાય. એવી જ રીતે સર્વોત્રમ મંત્ર માટે છે. સર્વોત્તમ સ્તોત્ર નથી, પણ સર્વોત્તમ મંત્રાત્મક સ્તોત્ર છે. સર્વોત્તમ ૩૫ શ્લોકનો બનીને એક મંત્ર થાય છે, અને તેના અંતમાં શ્રીદાદાજી આપણને આજ્ઞા કરે છે કે જ્યાં સૂધી શ્રીસર્વોત્તમ





મંત્ર ન આવડે ત્યાં સૂધી શુદ્ધ ઉચ્ચારણથી મોટેથી તેનો ઉચ્ચાર થઇ શકે, પરંતુ જ્યાં એકવાર શુદ્ધ ઉચ્ચારણ યાદ રહી જાય તો તેનું ગુપ્ત પણે જપ કરવો જોઇએ.

દશ વખત અષ્ટાક્ષર મંત્રનો જાપ કરવો અને જે લોકો શ્રીદાદાજી (શ્રીગોકુલેશજીના) ઘરના સેવક છે, એમના ઘરમાં એક અનિવાર્ય નિયમ કરે કે એમના ચાર-પાંચ વર્ષનું બાળક પણ ઘરની બહાર પગ મૂકે તો જૈ જૈ શ્રીગોકુલેશ કહીને મૂકે. ઘરમાં જે વ્યક્તિ સવારે ઉઠે અને સવારે જેની સામે આવે તે સૌથી પહેલા જૈ જૈ શ્રીગોકુલેશ કરે અને સૂતી વખતે જૈ જૈ શ્રીગોકુલેશ કરે અને તેની સાથે શ્રીગોકુલેશનું સ્મરણ કરી-કરાવી તેને દસ વખત નાના બાળકને અષ્ટાક્ષરમંત્રનું ઉચ્ચારણ કરાવો અને એ બાળકને અષ્ટાક્ષર કંઠી પણ ત્યારેજ લેવડાવો કે જ્યારે એ ૧૦ વર્ષનો યોગ્ય ઉચ્ચારણ કરતો થઇ જાય, અને તે પહેલાં કંઠી ન અપાવવી. એ મારો સૂઝાવ તમારી સમક્ષ મૂકી રહ્યોં છુ. અને એ રીતે સૂતા પહેલા એક અષ્ટાક્ષરની માળાનો નિયમ થવો જોઇએ.

ભગવાને જ્યારે યોગની વ્યાખ્યા કરીને ગીતામાં બહુંજ વ્યવસ્થીત રીતે આપણને સમજાવ્યું છે :

**યુક્તાહાર વિહારસ્ય યુક્તચેષ્ટસ્ય કર્મેષુ ।।**

**મુક્તસ્વપ્નાવ બોધસ્વ યોગો ભવતિ દુ:ખાહા ।।** (ગીતા ૬.૧૭)

...ક્રમશઃ

સંકલનઃ- રાજેન્દ્રભાઇ કડકીયા, યુ.એસ.એ.

➢ **જેમ ક્ષુધારૂપી અગ્નિનો આવિર્ભાવ થાય ત્યારે તે સહન થઇ શક્તો નથી તેમ બીજના આધારરૂપ કામાગ્નિ પણ (આવિર્ભૂત થાય ત્યારે સહન થઇ શક્તો નથી). તેમં ક્ષુધામાં જેવું જલપાન તેવું અહીં (કામાગ્નિ) સ્ત્રીપ્રેક્ષણ વગેરે છે. તેમાં જેમ અન્નથી તૃપ્તિ થાય છે, તેમ અહિં સ્ત્રીથી વીર્યની નિવૃત્તિ થાય છે. તેમાં મનથી પણ સ્ત્રીનું સ્મરણ નહીં કરતાં વીર્ય ધારણ કરી રાખવું તે બ્રહ્મચર્ય.**

➢ **ઠગીને કાર્ય સિદ્ધ કરવું તે વૈશ્યતા.** (શ્રીસુબોધિનીજી ૧.૩.૧૫)

# જ્ઞાનનું સ્વરૂપ

**(અનુવાદક : ભાનુશંકર ત્રિભુવન શાસ્ત્રી)**

**नमो भगवते तस्मै कृष्णायाद्भुतकर्मणे ।**

**रूपनामविभेदेन जगत् क्रीडति यो यतः ।।**

પુરુષ જે જે વસ્તુ સાધનો કરે છે અને આગળ જે કરશે, અથવા તો પ્રથમ જે કરી ચૂક્યો છે, તે તે સાધનો દુ:ખના નાશ માટે અથવા સુખ માટે વા દુ:ખ અભાવપૂર્વક સુખ-પ્રાપ્તિ માટે હોય છે. આ ત્રણ ફલમાંથી એકની તો જરૂર જીવને અભિલાષા હોય છે. આ વાત સર્વ લોક જાણે છે. કારણકે લોકો તેનેજ માટે યત્ન કરે છે. તેથી જણાય છે કે જીવ બે પદાર્થને ઇચ્છે છે, એક દુ:ખાભાવ અને બીજું સુખ. ઇચ્છિત પદાર્થની પ્રાપ્તિને જ પુરૂષાર્થ કહેવામાં આવે છે. દુ:ખાભાવ અને સુખપ્રાપ્તિ જીવને અભીષ્ટ હોવાથી તે બે (દુ:ખાભાવ અને સુખપ્રાપ્તિ) પુરૂષાર્થ છે, માટે જ ભગવાન શ્રીવલ્લભાધીશ્વર નિબન્ધમાં दु:खाभावः सुखं च इति पुरुषार्थद्वयं मतम् દુ:ખાભાવ અને સુખ આ બે પુરૂષાર્થ માન્યા છે, એમ આજ્ઞા કરે છે.

અત્રે આ વિચાર કરવાની આવશ્યક્તા છે કે પુરૂષ પૂર્વ નિર્દિષ્ટ પુરૂષાર્થપ્રાપ્તિ માટે જે જે સાધનો કરે છે, તે તે સાધનો જીવના ઇચ્છિત વસ્તુને (દુ:ખાભાવ અને સુખને) પુરે છે કે નહીં? અને જો તે તે સાધનો અભિલષિત પદાર્થોને આપે છે, તો તે નિયમથી આપે છે કે નહિં?

તે તે સાધનો ઇચ્છિત પદાર્થોને નિયમથી નથી આપતાં એ તો કહેવુંજ પડશે, કારણકે લોકોમાં તેવોજ અનુભવ થાય છે. જેમકે એકના જ્વરનો નાશ કરનાર ઔષધથી બીજાનો તેવો અને તેટલા પ્રમાણનો જ્વર નાશ પામતો અનુભવાતો નથી, અને તે ઔષધ જ્વરને મટાડશેજ, તેવી કોઇ ખાતરી પણ આપતું નથી. વધારે તો શું કહેવું? તે તે પ્રયાસપૂર્ણ સાધનોમાં આત્મપાતની દરકાર કર્યા સિવાય પ્રવૃત્ત થઇ કદાચિત્ ધન, દોલત, મહેલ, બગીચા, ગાડી, ઘોડા વગેરે સુખનાં સાધનો જીવ મેળવે છે, તથઅપિ દુ:ખાગ્નિથી તેનું હૃદય સદા સંતપ્ત જ રહે છે, અને રાતમાં નિરાંતે ઊંઘ પણ આવતી નથી. આ વાત સર્વ સંસારીઓને વિદિતજ છે, કારણકે તેનો તેને અનુભવ છે. તેથી સિદ્ધ થાય છે કે આપણે દુ:ખનાશ અને સુખપ્રાપ્તિ માટે જે જે સાધનો કરીએ છીએ તે તે સાધનો સર્વાંશે તો દુ:ખનાશ કરતાં જ નથી અર્થાત્ જો એક દુ:ખ મહાપ્રયાસથી મટે તો બીજું દુ:ખ તેના કંઠમાં આવીને પડેલું જ જોઇએ છીએ, અને કોઇ કોઇ સમય તો સુખને માટે કરેલાં સાધનો દુ:ખને આપનારાં થઇ જાય છે, અર્થાત્ વિપરીત ફલ આપે છે. જીવ તે તે સાધનો કરતાં છતાં પણ જ્યારે સુખ મેળવવા અસમર્થ થાય છે અને રાત્રિ દિવસના પ્રયાસથી સદા





ઉદ્વિગ્ન અને પરિશ્રમયુક્ત થઇ લાંબા નિઃશ્વાસ મૂકે છે, ત્યારે નિશ્ચય કરે છે કે મારા કરેલાં સાધનો છે, તે સર્વ સાધનો અસાધનો જ છે, તેથી શાસ્ત્રો તરફ પ્રવૃત્ત થઇ સુખ વાસ્તે શાસ્ત્રોક્ત સાધનો કરવા તત્પર થાય છે; લૌકિક સાધનોથી ક્લિષ્ટ થયેલો જીવ શાસ્ત્ર માત્ર નિર્ણાયક, સકલ શાસ્ત્રોના સારભૂત શ્રીમદ્ ભાગવતમાં ભગવત્પ્રોક્ત योगस्त्रयो मया प्रोक्ता नृणां श्रेयोविवित्सया । ज्ञानं कर्म च भक्तिश्च नोपायोऽन्योऽस्ति कर्हिचित् ।।, મેં (ભગવાને) માણસોના શ્રેય માટે કર્મ, જ્ઞાન અને ભક્તિ આ ત્રણ યોગ કહ્યા છે, બીજો શ્રેયસ્કર ઉપાય નથી. આવા વચનોથી અને વાક્યાન્તરોથી પણ પોતાના શ્રેય માટે કર્મ, જ્ઞાન અને ભક્તિમાં પણ ज्ञानादेव तु कैवल्यम् જ્ઞાનથી જ મોક્ષ મળે છે, तरति शोकमात्मवित् આત્મજ્ઞાની શોકને તરે છે, मयं द्वितीयाभिनिवेशतः स्यात् આત્માનેજ જાણીને મૃત્યુને તરે છે, मयं द्वितीयाभिनिवेशतः स्यात् દ્વિતીયાભિનિવેશ દ્વૈતજ્ઞાનથી ભય થાય છે, વગેરે વચનોમાં જ્ઞાનની પ્રશંસા હોવાથી જ્ઞાનનેજ સ્વાભિષ્ટસંપાદક સમજે છે.

તે જ્ઞાન ત્રણ પ્રકારનું છે. ૧. આત્મજ્ઞાન, ૨. તત્ત્વજ્ઞાન અને ૩. ભગવજ્જ્ઞાન. દેહ, ઇન્દ્રિય, અને અન્તઃકરણાદિમાં આત્મબુદ્ધિ, દેહેન્દ્રિયાન્તઃકરણાદિ હું છું, એવી બુદ્ધિ જીવ રાખે છે, પરન્તુ તેમ ન માનતાં દેહ-ઇન્દ્રિય-વગેરેથી પોતાને-જીવને વ્યતિરિક્ત સમજવો તેને આત્મજ્ઞાન કહે છે. પદાર્થમાત્ર પ્રતિ બ્રહ્મનીજ નિમિત્તોપાદાનતા હોવાથી તે બ્રહ્મજ તદ્રૂપ-પદાર્થરૂપ છે, એમ સમજી પદાર્થમાત્રને બ્રહ્મરૂપથી જે જોવું તેને તત્ત્વજ્ઞાન કહે છે. સમગ્ર વિશ્વ ભગવાનથી બન્યું છે, ભગવાન્ સર્વસમર્થ છે, આવી રીતેના જ્ઞાનને ભગવજ્જ્ઞાન કહે છે.

તેમાં આત્મજ્ઞાન અને તત્ત્વજ્ઞાન કોઇ પણ રીતે દુઃખાભાવને તો સાધે છે, પરન્તુ નિરવધિ સુખ આપવા તો સર્વદા અસમર્થજ છે; કારણકે મહાભારતના યુદ્ધમાં અર્જુનને જ્યારે સ્વજનના થતા વિનાશથી શોક થયો ત્યારે ભગવાન્ શ્રીકૃષ્ણના દેહાદિ જીવાત્માથી જુદાં છે, દેહના નાશ થવાથી કાંઇ જીવનો નાશ નથી થતો, મારાથી સર્વ બને છે. એ વચનોથી અર્જુનને દુઃખનિવૃત્તિ થઇ તે અનુભવમાં આવે છે. તેવી જ રીતે જ્ઞાનથી ઘણાઓની દુઃખનિવૃત્તિ સંભળાય છે, પરંતુ આ દુઃખનિવૃત્તિ કાયમની થાય છે એમ તો ન જ કહેવાય, કારણકે યદ્યપિ વિદ્યાથી અવિદ્યાનો ઉપમર્દ થયો, પરંતુ તે બેઉ એક માયાનાજ ભેદવિશૈષ હોવાથી વિદ્યાના રહેવાથી માયા તો રહેશેજ, અને પછી જો કોઇનો પણ સંગ થાય તો પાછી અવિદ્યા માયાનો ઉપમર્દ કરી નાખે, અને તેથી જીવ પુનઃ અવિદ્યાની જાળમાં સપડાય અને તેથી દુઃખ પણ અનુભવે. આ વાત ભરતજીની આખ્યાયિકાથી સ્પષ્ટ જણાઇ આવે છે. ભગવાન્ ઋષભદેવના પુત્રરત્ન સમ્રાટ મહારાજા

ભરત પોતાના પુત્રને રાજ્ય સોંપી સ્ત્રી, પુત્ર, ઘર, બારથી વિરક્ત થઇ શ્રીહરિની આરાધના કરવા તપોવનમાં ગયા, અને ત્યાં તેમની તરતના જન્મેલા એક મૃગબાળક ઉપર આસક્ત થવાથી ભગવત્પ્રાપ્તિમાં ત્રણ જન્મનો અન્તરાય થયો. અન્તિમ ભગવજ્જ્ઞાન યદ્યપિ સર્વથઅ દુ:ખનિવારણ કરે છે, અને સુખ પણ આપે છે, તથાપિ સાધનાવસ્થઅમાં અધિકતર ક્લેશ અને તેનાથી સાધનોથી ચ્યુતિ થવાનો ભય રહે છે, અને જ્યારે તે જ્ઞાન પ્રાપ્ત થાય છે, ત્યારે દેહેન્દ્રિયાદિ વ્યર્થ છે, અને બ્રહ્મૈક્ય થવાથી કેવળ આત્માથી જ સુખાનુભવ થાય છે. દેહેન્દ્રિયાદિથી સુખાનુભવ નથી થતો કારણકે તેનો લય થવા પછી તો તે જીવ બ્રહ્મમાં મળી શકે છે. માટે સર્વાત્મના સુખાનુભવ તો ભક્તિથીજ થાય છે, અને તે ભક્તિ પ્રભુ જીવ ઉપર કૃપા કરી જ્યારે વરણ કરે ત્યારે જ થાય છે, અન્યથા નહિં. તે વરણ પુષ્ટિ સૃષ્ટિનું જ થાય છે, અન્યનું નથી થતું, તે વરણ પુષ્ટિ જીવને આત્મજ્ઞાન, તત્ત્વજ્ઞાન અને ભગવજ્જ્ઞાનથી સિદ્ધ થાય છે. જ્યારે પુષ્ટિજીવને આત્મજ્ઞાન થાય છે ત્યારે પોતે પ્રભુનો સહજ દાસ છે, સ્વભાવથી દુષ્ટ છે, સર્વદા અસમર્થ છે, આવી સ્ફૂર્તિ થવાથી દીનતા આવે છે, અને જ્યારે તત્ત્વજ્ઞાન જ્ઞાય છે ત્યારે સર્વ પદાર્થ ભગવદાત્મક છે, ભગવાનને પોતાની સેવા માટે સર્જ્યા છે, આવો બોધ થવાથી પ્રભુનું અપરિમિત માહાત્મ્ય હૃદયમાં સ્ફુરે છે, અને પછી પ્રભુની કૃપાથી તેના-જીવના સંસર્ગમાં આવનાર પદાર્થ માત્ર ભગવત્સેવામાં સાધન છે, પોતાની અહન્તા-મમતાના સ્થાનરૂપ નથી, આવી રીતનું જ્ઞાન થાય છે, અને જ્યારે ભગવજ્જ્ઞાન થાય છે ત્યારે ભગવાન્ સર્વ સમર્થ છે તે મારા ભજનીય છે, પદાર્થ માત્ર તેની સેવાના સાધન છે, આવું જ્ઞાન થાય, અને સેવા કરે ત્યારે વરણ (બ્રહ્મસંબંધ) સિદ્ધ થાય છે, માટે જ્ઞાનના સર્વ રીતે દુ:સાધ્ય પ્રયાસનો પરિત્યાગ કરી જીવોએ ભક્તિમાર્ગનો જ આશ્રય કરવો જોઇએ. શ્રીમદાચાર્યચરણે ઉપદેશેલા માર્ગનું આ સ્વલ્પ દિગ્દર્શન છે. ઇતિ શમ્.

*।। વૈષ્ણવ ધર્મ પતાકા પુસ્તક ૨, અંક ૨. પૌષ ૧૯૭૪માંથી સાભાર ।।*

સંકલન:- દાસ ગોપાલ, જૈ જૈ શ્રીગોકુલેશ પરિવાર, વડોદરા

➢ **લૌકિક અને વૈદિક સર્વ માયાથી ભગવાનનું ભજન કરે છે, કારણ કે આમ કરવાથી આ અમને આ આપશે, એવી બુદ્ધિથી ભગવાન પાસેથી પદાર્થો પ્રાપ્ત કરવા ભગવાનને ઠગવા પ્રયત્ન કરવામાં આવે છે. પરંતુ ભગવાન તેથી પણ ચતુર છે (ઠગાતા નથી), તેથી માયાનો ત્યાગ કરવો.**

(શ્રીસુબોધિનીજી ૧.૩.૩૮)





# શ્રીહરિરાય વાઙ્મુક્તાવલી

## ।। સ્વમાર્ગીય-શરણ-સમર્પણ-સેવાદિ-નિરૂપણમ્ ।।

(અનુવાદક-વિવેચક :- શ્રીવસંતરામ હરિકૃષ્ણ શાસ્ત્રી)

**ते प्रकारस्तु विज्ञेया ग्रन्थात् सेवाफलाभिधात् ।**

**अलौकिकं हि सामार्थ्यं सायुर्ज्यं पुरूषोत्तमे ।। ७ ।।**

**वैकुण्ठादिषु सेवायाः शरीरमधिकारकृत् ।। ७.५ ।।**

સેવાના એ પ્રકારો સેવાફલ નામના શ્રીમહાપ્રભુજીએ પ્રકટ કરેલા ગ્રંથથી સમજી લેવા. સેવાનાં ત્રણ ફલ છે, એક તો લોકમાં કોઇ પણ સ્થળે ન જોવામાં આવે તેવું અલૌકિક અદ્ભુત સામર્થ્ય. બીજું ફલ સાયુજ્ય છે. વૈકુંઠ આદિ લોકોમાં દિવ્ય શરીર મળે તેથી પણ સોનો અધિકાર મળે છે. સેવાનો અધિકાર વૈકુંઠમાં દેહ મળવાથી પ્રાપ્ત થઇ શકે છે. આ ત્રીજું ફલ છે. ૭.૫ (વધુ વિગત માટે સ્વમાર્ગીયસેવાફલ-નિરૂપણનિર્ણય ગ્રંથ જુવો જોઇએ)

**एतावानेव मार्गेऽस्मिन् सूक्ष्मः सिद्धांतसंग्रहः ।। ८ ।।**

આ પુષ્ટિમાર્ગમાં સિદ્ધાંતનો સૂક્ષ્મ સંગ્રહ કરવામાં આવે તો આટલો જ છે. ૮

**શરણે જવાનો પ્રકાર અને શરણે ગયા પછી શું શું કરવું એ જણાવે છે :**

(જીવ જ્યારે શરણે જાય છે ત્યારે પ્રભુ એનો અંગીકાર પુષ્ટિભક્તિમાર્ગમાં કરે છે, માટે પહેલાં પ્રભુને શરણે જવું જોઇએ. પ્રભુ પણ શ્રીગીતામાં આજ્ઞા કરે છે કે : **સર્વ ધર્મનો પરિત્યાગ કરીને મારે એકને શરણે આવ.** આ શરણ તે સંપ્રદાયમાં શ્રીવલ્લભના શ્રીમુખારવિંદથી અષ્ટાક્ષરમંત્રનું ગ્રહણ કરવું એજ છે. એનો પ્રકાર શ્રીહરિરાયજી આગળ ૧૫માં શ્લોકમાં વર્ણન કરશે.

**तद्दादौ शरणं यातः किं कुर्यादिति चोच्यते ।।**

**श्रीमदाचार्यमार्गीयगुरूणां शरणं गतः ।। ९ ।।**

**स्वामित्वेन हरि स्वं तु सेवकत्वेन भावयेत् ।।**

**लौकिकं वैदिकं वापि विदध्याद् भक्तिसिद्धये ।। १० ।।**

એમાં પહેલાં જેની શરણાગતિ સિદ્ધ થયેલી છે, એટલે કે જીવ પ્રભુને શરણે ગયેલો છે તેણે શું કરવું જોઇએ એ કહેવામાં આવે છે. શરણે ગયેલો કોણ સમજાવે કે જે શ્રીમહાપ્રભુજીના માર્ગના ગુરુદ્વારે શરણે ગયેલો હોય. શ્રીમહાપ્રભુજી આપ પુષ્ટિભક્તિમાર્ગના આચાર્ય છે. આપનો માર્ગ તે પુષ્ટિભક્તિમાર્ગ છે. એ માર્ગના ગુરુ શ્રીમહાપ્રભુજી સ્વયં છે, અને આપશ્રીના વંશજો શ્રીગુરુ-દ્વાર છે, પ્રતિનિધિ છે, જે બાળકોને આપણે શ્રીગોસ્વામિબાલકોથી સંબોધીએ છીએ. માટે પરંપરાથી અને માર્ગમર્યાદાને અનુસરીને એમના દ્વારા પ્રભુને શરણે જાય તે શરણે ગયા કહેવાય. ઉપર કહ્યા પ્રમાણે શરણે ગયા પછી અને પ્રભુને શરણે લીધા પછી પોતાના સ્વામી, માલિક, નાથ સર્વ દુઃખહર્તા શ્રીહરિ જ છે, અને હું એમનો સેવક છું, દાસ છું, એવી ભાવના કરવી જોઇએ. ભક્તિ એટલે સેવા, સેવાની સિદ્ધિ માટે લોકના વ્યવહારનાં કાર્યો કરવાં અને વેદમાં કહેલા વર્ણાશ્રમના નૈમિત્તિક ધર્મો પણ આચરવા. ૧૦

## શું ન કરવું

(શું કરવું જોઈએ, એ તો જણાવ્યું, હવે શું શું ન કરવું એ જણાવે છે :-)

**नान्यमार्गाश्रयो नैव देशान्तरसमाश्रयः ।।**

**नैव तीर्थाश्रयो नैवाभिमतेः कर्तृताश्रयः ।। ११ ।।**

**नैव मन्त्रसमाधारो न च कर्मादिकाश्रयः ।। ११.५ ।।**

બીજા માર્ગનો આશ્રય ન જ કરવો, પ્રભુ જ્યાં ન બિરાજતા હોય તેવા દેશનો આશ્રય ન કરવો. દાસનો ધર્મ એ જ છે કે જ્યાં પોતાના સ્વામી હોય ત્યાં જ રહેવું જોઇએ, માટે પ્રગટ સ્વરૂપે પ્રભુ જ્યાં દર્શન ન આપતા હોય તે દેશનો સ્વપ્ને પણ આશ્રયકરવો નહિ, એટલે ભગવાનને છોડીને તીર્થમાં જ રહેવાથી મારું કલ્યાણ થશે એમ માનીને તીર્થનો આશ્રય કરવો નહીં, વળી અભિમાનથી હું જ કર્તા છું. કરું છું એમ ન માનવું. વૈદિક તાંત્રિક યાંત્રિક મંત્રો ઉપર પોતાનો આશ્રય કરવો નહિં. તેમજ યજ્ઞયાગાદિક કર્મ કરીશ તો જ પ્રભુ મળશે એમ માનીને બીજા કર્મોનો આશ્રય ન કરવો. ૧૧.૫

(ઉપર એમ કહેવામાં આવ્યું કે સર્વ ધર્મનો ત્યાગ કરવો, કોઇનો આશ્રય કરવો નહિં. એમ કરવાથી તો દોષ લાગે, કેમ કે જ્યારે સર્વ ધર્મનો ત્યાગ થાય ત્યારે દોષ લાગ્યા વિના કેમ રહે ? એ સંશય પ્રાપ્ત થતાં આપશ્રી આજ્ઞા કરે છે કે :-)

## ચાર પુરુષાર્થો

**सर्वदोषनिवृत्यर्थं धर्मत्वेन हरौ दृशि: ।। १२ ।।**

બધા દોષોની નિવૃત્તિ થઇ જવા માટે શ્રીપ્રભુ સેવા, પ્રભુનું સ્મરણ કરવું, પ્રભુમાં જ ધર્મની દૃષ્ટિ કરવી. ઉપર બતાવેલા દોષનો નાશ થવા માટે ધર્મસ્વરૂપ પ્રભુ શ્રીહરિ છે, એમ સમજવું. શ્રીહરિ વિના બીજો કોઇ આશ્રય નથી, બીજો કોઇ ધર્મ નથી, એમ સમજવું. બીજા ધર્મો ઉપરથી આસક્તિ ઊઠી જાય તો પણ સર્વ દોષો ચાલ્યા જાય. મુખ્ય ધર્મરૂપ પ્રભુ જ છે, એમ દઢ લાગ ગયા પછી બીજાનો આશ્રય વગેરે છોડવાથી કોઇપણ દોષ લાગે નહિ. દોષની નિવૃત્તિ થવા માટે શ્રીહરિને ધર્મસ્વરૂપ જોવા એટલે કૃતાર્થ છે. ૧૨

(પ્રભુમાં ચાર પુરુષાર્થમાંના ધર્મરૂપ પુરુષાર્થની બુદ્ધિ થવા માટે ઉપર કહ્યું, હવે અર્થરૂપ પુરુષાર્થ પણ શ્રીહરિ છે એ આપશ્રી બતાવે છે. (એ ઉપરના બધા શ્લોકથી છેઃ ધર્મ, અર્થ, કામ અને મોક્ષ. ધર્મરૂપ પ્રભુ જ છે) એ ઉપરના અર્ધા શ્લોકથી સિદ્ધ થયું, હવે અર્થરૂપ જે બીજો પુરૂષાર્થ છે તે પણ શ્રીહરિસ્વરૂપ જ છે, એમ આજ્ઞા કરે છે :- )

**विवेकादेरभावेन दैन्येनार्थत्वभावनम् ।। १२.५ ।।**

પ્રભુ પોતાની ઇચ્છાથી જ સર્વ કરશે, એ સિદ્ધાંત દઢ કરવો એ વિવેક. વિવેક, ધૈર્ય અને આશ્રય એ પ્રાપ્ત ન થયાં હોય તો દીનતાથી એમ સમજવું કે પ્રભુ અર્થરૂપ છે. અર્થ નામનો બીજો પુરુષાર્થ પણ મારા પ્રભુ જ છે એમ સમજવું. (ભક્તો પાસે પ્રભુને પ્રસન્ન કરવાનું કાંઇ પણ સાધન હોય તો એ માત્ર દીનતા જ છે), એમ શ્રીમહાપ્રભુજી શ્રીસુબોધિનીજીમાં આજ્ઞા કરે છે. વિવેક, ધૈર્ય, ભક્તિ વગેરેથી રહિત અને પાપ કરવામાં આસક્ત થયેલા એવા મને શ્રીકૃષ્ણ જ શરણરૂપ છે, એટલે સર્વાંશે દુષ્ટ એવા જીવને કૃષ્ણ વિના બીજા કોણ શરણે લે ? ૧૨.૫

(ત્રીજો પુરુષાર્થ કામ છે, માટે એ પુરુષાર્થરૂપ પણ પ્રભુ છે, એમ આજ્ઞા કરે છેઃ )

**स्वकामपूरणार्थाय पूर्णानन्दत्ववेदनम् ।। १३ ।।**

દરેક જીવને સુખની અને આનંદની ઇચ્છા થાય છે. મને સુખ કેમ મળે અને એ કાયમ કેમ રહે એવો આનંદનો લ્હાવો કેવી રીતે હું લઇ શકું એવી કામના દરેકના મનમાં થાય છે અને એ માટે જીવ અનેક પ્રયત્ન કરે છે, પણ એ બધા નકામા છે. પોતાની એ કામના સફળ કરવા માટે પૂર્ણ આનન્દસ્વરૂપ શ્રીહરિ જ સમર્થ છે, એમ જાણવું જોઇએ. જે પોતે આનંદથી પૂર્ણ હોય તે જ આનંદ મેળવવા માટે થતી કામનાઓ

પૂરી શકે. પ્રભુ વિના બીજું કોઇ પૂર્ણાનન્દ નથી એમ જાણીને એ જ બધી કામના પૂરશે એમ નિશ્ચય કરીને, કામરૂપ પુરુષાર્થ પણ શ્રીહરિ જ છે, એમ જાણવું. ૧૩

(મોક્ષરૂપ પણ પ્રભુ જ! એમ આજ્ઞા કરે છે :- )

**न साधनैर्भवेन्मोक्षो हरिरेव तदात्मकः ।।१३.५ ।।**

**तदीयतायाः संपत्तौ मुक्तत्वेनैव चिन्तनम् ।।१४ ।।**

**अत एव निराकाङ्क्षा मोक्षतः कृष्णसेवकाः ।।१४.५ ।।**

સાધનો કરવાથી મોક્ષ થતો નથી, કેમકે શ્રીહરિ જ મોક્ષસ્વરૂપ છે. એ કૃપાકરીણે પોતાના દાસ તરીકે જીવનો અંગીકાર કરે ત્યારે ભગવદીયપણું પ્રાપ્ત થઇ જાય. એ પ્રાપ્ત થતાં મોક્ષ મળી જ ગયો એમ સમઝવું. સદાનંદ શ્રીકૃષ્ણના દાસાનુદાસ અનુચરો મોક્ષની આકાંક્ષા કદાપિ રાખતા જ નથી. સારાંશ કે પ્રભુના દાસ થવું એ જ મોક્ષ છે અને મોક્ષરૂપ પુરુષાર્થ પ્રભુ છે, એમ જાણવું એ જ ખરું જ્ઞાન છે. ૧૪.૫

...ક્રમશઃ

સંકલનઃ- દાસ ગોપાલ, જૈ જૈ શ્રીગોકુલેશ પરિવાર, વડોદરા

## વાર્તા સાહિત્યની ભાવ ભૂમિ

વાર્તા સાહિત્યમાં ભગવદ્ અનુગ્રહજ, તેની ભાવભૂમિ છે. છતાં પણ આ અનુગ્રહ તત્ત લોકાનુભૂત છે, છતાં પણ શ્રીમહાપ્રભુજીના પૂર્વે કોઈપણ આચાર્યોએ આ તત્ત્વની સમ્યક પ્રકારે તેમજ સુધારા રીતે ધર્મક્ષેત્રમાં સંપૂર્ણ રીતે પ્રતિષ્ઠાથી કરી. મહાપ્રભુ શ્રીવલ્લભાચાર્યજીના સમયમાં જ્યારે ઈશ્વર પ્રાપ્તિના સઘળા વૈદિક સાધનો તેમજ માર્ગો નષ્ટપ્રાય થઈ ગયા હતા, ત્યારે આ તત્ત્વની પરમ આવશ્યક્તા હતી. તેથી આપશ્રીએ કાલ, વગેરેથી અબાધિત અનુગ્રહ-તત્ત્વને અપનાવી તેને જ્ઞાન અને વિજ્ઞાનરૂપથી પુષ્ટિમાર્ગમાં પ્રતિફલિત કર્યો છે. આચાર્યે સ્પષ્ટતઃ પોતાના માર્ગના નિયામકના રૂપમાં **અનુગ્રહ** તત્ત્વનું વિધાન કર્યું છે.

અર્થ :- પુષ્ટિમાર્ગમાં માત્ર અનુગ્રહથી જ નિયામક છે, તેવું માનવામાં આવ્યું છે (સિ.મુ. ૧૮)





આ મહાન તત્ત્વને તેના ફલિતાર્થ રૂપમાં દૃષ્ટાંતો સહિત જન સમાજમાં ઉપસ્થિત કરવું તે વાર્તા સાહિત્યની ભાવ ભૂમિ છે. આમાં **અનુગ્રહ**ના રૂપમાં તેવી અલૌકિક અને વિચિત્રતાનો (સામર્થ્યનો) તેટલુજ તરી, તેના લોક-વેદ વિરુદ્ધ રૂપોરુપ પણ પ્રત્યક્ષીકરણ કરવામાં આવ્યું છે. અને તેને વિશિષ્ટ શૈલીનો પરિચય પ્રાપ્ત થઇ શક્તો નથી. પુષ્ટિમાર્ગમાં **આજ અનુગ્રહતત્ત્વ**ને પરમ ફલ રૂપ કહ્યો છે. કારણકે પુષ્ટિમાર્ગમાં અનુગ્રહથી જ ભગવાનના સ્વરૂપની પ્રાપ્તિ થાય છે. તેવુ કહેવાયું છે. આથી આ તત્ત્વ ફલનું પણ ફલ છે. વાર્તા સાહિત્યની આ ભાવભૂમિનો સંકેત મહાનુભાવ શ્રીહરિરાયચરણએ ૮૪ વૈષ્ણવો અને ૨૫૨ વૈષ્ણવોની વાર્તા સાહિત્યમાં ભાવપ્રકાશમાં આ પ્રકારે કર્યો છે.

સો એક દિન શ્રીગોકુલનાથજી ૮૪ વૈષ્ણવનકી વાર્તા કલ્યાણ ભટ્ટ વિ. વૈષ્ણવો કહી, સો સગળે રસમગ્ન વ્હૈ ગયે. તાસું વા દિના ભગવતી શ્રીસુબોધિનીજીકી કથા કહેવેકી કછુ સુધી નાહી રહી,..અર્ધ રાત્રી ભઇ, તબ એક વૈષ્ણવને શ્રીગોકુલનાથજીસું વિનંતી કરી, જો ! રાજ મહારાજાધીરાજ ! આજ કથા કબ કહોવે ? તબ શ્રીમુખસું આજ્ઞા કરી **આજ કથાકો ફલ કહત રહીયો હું**, વૈષ્ણવની વાર્તામાં સઘળું ફળ જાણવું. શ્રીગોકુલેશજી ૮૪, ૨૫૨ વૈષ્ણવોના ચરિત્રોને ફલ માને છે, પરમ ફલ, કારણકે આ જે શ્રીભાગવતની કથા છે, તે કથાનો સાર છે ભાગવતમાર્ગ, એટલે કે પુષ્ટિભક્તિમાર્ગ, અને જે ભક્તો આ માર્ગને જીવ્યા છે, તેમની કથા એટલે ફલ. તેથીજ જ્યારે ભક્તોની કથા આપણે શ્રીભાગવતમાં વાંચીએ છીએ ૯માં સ્કંધમાં, તો આ સ્કંધને આપણે ઈશાનુકથા કહિએ છીએ. ઈશ - ભગવાન, અનુ - અનુચર, અને કથા - વાર્તા. જે ભક્તો ભગવન્માર્ગને અનુસર્યા, તેમની કથા. તો પછી જ્યારે આપણે વાર્તા જોઇએ છીએ, તો તે સર્વે ભક્તો શ્રીપ્રભુના માર્ગને અનુસર્યા છે, ભગવન્માર્ગ પર અગ્રેસર થયા છે. તેથી સર્વદાસેવ્ય ગોસ્વામી શ્રીગોકુલનાથજી પ્રભુચરણ આ કથાને કથા ન કહેતા કથાનું ફલ કહે છે. ભક્તોનું જીવન આપણને એજ ભગવન્માર્ગ પર આગળ વધવા માર્ગ ચિંધે છે. આપણે આજના આધુનિકો માટે આ દિશાસૂચક સમાજ છે. કારણકે જેમ શ્રીમહાપ્રભુજી કૃષ્ણદાસ મેઘનજીને સંબોધીને આજ્ઞા કરી છે કે આગળ જઇને માર્ગમાં કોઇ આવો પ્રશ્ન કરશે નહીં, અને કોઇ ઉત્તર દેશે પણ નહીં. તેથી જ્યારે આપણે આ માર્ગમાં જે કાંઇ બની રહ્યું છે, તેની માટે પ્રશ્ન નથી કરતાં, અને કોઇ તેનો પ્રતિઉત્તર દેતું નથી. શ્રીમહાપ્રભુજી, શ્રીગુસાંઇજી પ્રભુચરણના સેવકો ના પ્રસંગો કેવલ પ્રસંગો નથી, પણ માર્ગમાં ફલ સ્વરૂપ છે. તેથી આપણે આ પ્રસંગોના ભાવ ભૂમિને સમજવાનો પ્રયાસ કરીએ.

સંકલનઃ- દાસ ગોપાલ, જૈ જૈ શ્રીગોકુલેશ પરિવાર, વડોદરા





# પુષ્ટિશિખર

### ગો.વા.મગનલાલ ગ. શાસ્ત્રી વિરચિત

અત્યંત ખેદની વાત એ છે કે પૂર્વના અને પશ્ચિમના હાલના વિદ્વાનોના ભારતધર્મ સંબંધી લેખ જોતાં એમ ખાતરી થાય છે કે એમાંના એકને પણ શ્રીમદ્ વલ્લભાચાર્યજી અને તેમણે ઉપદેશેલા ધર્મનું ધર્મનું લેશ માત્ર પણ જ્ઞાન નથી, જ્ઞાન લેવા દરકાર પણ રાખી નથી. આવી ખેદજનક અજ્ઞાન દશામાં તે પ્રૌઢ પંડિતો આ ધર્મ સંબંધમાં મૌન કે ઉદાસીન વૃત્તિ ધારણ કરી બેસતા હોય તો ઘણું સારું, પણ તેમના સંબંધમાં અનેક વિચારશૂન્ય લેખ લખે છે. શ્રીમદ્ વલ્લભાચાર્યના માર્ગમાં જ્ઞાનસાહિત્ય નથી, આ એક આક્ષેપ છે, વલ્લભવિલાસ નામનાં પુસ્તકના પ્રથમ ભાગમાં પુસ્તકોનાં નામ આપવામાં આવેલાં છે. ગ્રંથનાં નામ સુદ્ધાં વાંચવાથી સંતોષ ન પામતા હોય તેવા પુરુષોએ મુંબઈમાં ભા.મા.વે.ભ પણ્ડિત ગટ્ટૂલાલજીના પુસ્તકાલયમાં એક વાર પણ જવાનો શ્રમ લેવો. એથી પણ વધુ જાણવાની ઈચ્છા હોય તો માર્ગમાં આજકાલ ઘણી પુષ્ટિમાર્ગીય પુસ્તકાલયો છે, જેમકે મુમ્બઇ, સુરત, કાંકરોલી, ગોકુલ, નાથદ્વારા વગેરેમાં જઈને પ્રાચીન ગ્રંથોનાં દર્શન કરવાં. તેનાથી ખાત્રી થશે કે સાંપ્રદાયિક સાહિત્ય કેટલુ બધું સમૃદ્ધ છે.

બીજો એથી ગંભીર આક્ષેપ એ છે કે શ્રીમદ્ વલ્લભાચાર્યે પ્રાચીન વૈષ્ણવમાર્ગને વિષયાત્મક બનાવી દીધો છે. આ આક્ષેપનાં મૂળ બે બાબતોમાં છે. એક તો શ્રીમદ્ વલ્લભાચાર્યના ગ્રંથોનું અજ્ઞાન અને બીજું પુષ્ટિ શબ્દના અર્થનું અજ્ઞાન. તેઓએ પુષ્ટિ શબ્દનો અર્થ વિષયાત્મક દેહની ઈન્દ્રિયના પોષણમાં યોજી દીધો લાગે છે. શ્રીમહાપ્રભુજી તો **પોષણં તદનુગ્રહઃ** શ્રીમદ્ ભાગવત ૨.૧૦.૪, પોષણ એટલે ભગવાનનો અનુગ્રહ. એ શ્રીમદ્ ભાગવતના વચનનો આશય લઈ ભગવાનના અનુગ્રહના એ માર્ગને પોષણ અથવા પુષ્ટિમાર્ગ કહ્યો છે. શ્રીમહાપ્રભુજીના શબ્દોનો જ અત્રે ઉતારો કરવામાં આવ્યો છે. कृतिसाध्यं साधनं ज्ञानभक्तिरूपं शास्त्रेण बोध्यते । ताभ्यां विहिताभ्यां मुक्तिर्मर्यादा, तद्रहितानामपि स्वरूपबलेन स्वप्रापणं पुष्टिरिति उच्यते । (अणुभाष्य ३.३.२९), જીવના પ્રયત્નથી સિદ્ધ થઈ શકે એવાં જ્ઞાન અને ભક્તિરૂપ બે સાધનો શાસ્ત્રમાં જણાવવામાં આવ્યાં છે. આ શાસ્ત્રવિહિત બે સાધનો વડે જે મુક્તિ મળે છે તે મર્યાદા કહેવાય છે. જ્ઞાન અને ભક્તિ જેમનામાં નથી એવા મનુષ્યોને પણ પોતાના સ્વરૂપબળ વડે ભગવાન પોતાની પ્રાપ્તિ કરાવી આપે છે તે પુષ્ટિ કહેવાય છે. साधनं विना स्वस्वरूपबलेनैव कार्यकरणे हि पुष्टिः । (अणुभाष्य ४.૧.૧૩), સાધન વિના જ પોતાના સ્વરૂપ બળથી જ જ્યારે ભગવાન કાર્ય કરે છે ત્યારે જ પુષ્ટિ કહેવાય





છે. साधनक्रमेण मोचनेच्छा हि मर्यादामार्गीया मर्यादा, विहितसाधनं विनैव मोचनेच्छा पुष्टिमार्गमर्यादा। (अणुभाष्य ૪.૨.૭), જીવે કરેલા સાધનને અનુસરીને તેને મોક્ષ આપવાની જે ભગવાનની ઇચ્છા તે મર્યાદા માર્ગની રીતે છે, અને શાસ્ત્રવિહિત કરેલાં સાધન વિના જ ભગવાન મોક્ષ આપવાની જે ઇચ્છા કરે છે તે પુષ્ટિમાર્ગની રીત છે. पुष्टिमार्गः अनुग्रहैकसाध्यः प्रमाणमार्गात् विलक्षणः । (अणुभाष्य ૪.૪.૯), પુષ્ટિમાર્ગમાં એકલા અનુગ્રહ વડે જ સિદ્ધ થઇ શકે છે અને તે પ્રમાણે મર્યાદામાર્ગથી ભિન્ન છે. मर्यादापुष्टिभेदेन वरणं द्विधा उच्यते । तत्र सहकार्यन्तरविधिस्तु मर्यादापक्षेण उच्यते, पुष्टौ तु न अन्यापेक्षा ।। (अणुभाष्य ૩.૪.૪૬) ભગવાન જીવનું જે વરણ કરે છે તે મર્યાદા અને પુષ્ટિ એ બે પ્રકારે કરે છે. તેમાં શમ, દમ, ઉપરતિ, તિતિક્ષા વગેરે સહકારી સાધનોનું શ્રુતિમાં જે વિધાન છે તે મર્યાદામાર્ગની દૃષ્ટિએ કરવામાં આવેલું છે. પુષ્ટિમાર્ગમાં તો કોઇપણ સાધનની જરૂર નથી.

આ બધાં શ્રીમદ્ ભાષ્યકર (શ્રીમહાપ્રભુજી)ના વચનોથી પુષ્ટિ શબ્દનો અર્થ વિષયાત્મક દેહેન્દ્રિયનું પોષણ નથી એટલો તો નિર્ણય અહીં સ્પષ્ટ થઇ જાય છે. આ વાક્યોનું વિવેચન વિશેષ આગળ આવશે. પ્રાચીન વૈષ્ણવમાર્ગને વિષયાત્મક બનાવી દીધો કે વિષયની ગંધ વિનાનો કરી નાંખ્યો. તે હવે જુઓ. विषयाक्रान्तदेहानां न आवेशः सर्वथा हरेः संसारवेशदुष्टानामिन्द्रियाणां हिताय वै। જેમના દેહ વિષયથી આક્રાન્ત છે તેમનામાં સર્વથા હરિનો આવેશ નથી. कृष्णस्य सर्ववस्तूनि भूम्न ईशस्य योजयेत् ।। गुणेषु आविष्टचित्तानां सर्वदा मुरवैरिणः । संसारविहरक्लेशौ न स्याताम् ।। સંસારના આવેશ વડે દુષ્ટ ઇન્દ્રિયના નિશ્ચય કલ્યાણને માટે સર્વ વસ્તુ ભૂમન્, ઈશ, શ્રીકૃષ્ણની છે એવી ભાવનાની શ્રીકૃષ્ણમાં યોજવી. મુરારિના ગુણ વિશે જેમનાં ચિત્ત હંમેશાં રચ્યાં પચ્યાં છે તેમને સંસારનાં દુ:ખનો ક્લેશ નથી. वैराग्यं सांख्ययोगौ च तपो भक्तिश्च केशवे। पंचपर्वा तु विद्या इयम् । વૈરાગ્ય, સાંખ્ય, યોગ, તપ અને ભક્તિ એમ પંચપર્વા-પાંચ પ્રકારની-વિદ્યા છે. અહીં વૈરાગ્યને વિજ્ઞાનનું-જ્ઞાનનું-એક પર્વ કહ્યું છે.

...ક્રમશઃ

સંકલનઃ- દાસ ગોપાલ, જૈ જૈ શ્રીગોકુલેશ પરિવાર, વડોદરા

**મતાંતર પેઠે અહીં (ભાગવતમાં) વેદનો વિરોધ નથી.** (શ્રીસુબોધિનીજી ૧.૩.૪૦)

# સત્સંગ સૂધા

## બહારની અડચણોથી સત્સંગ ન છોડી દો; ખરી મજા તો અંદર છે

એક બગીચાવાળાએ કોઈ માણસને કહ્યું કે, શેઠ! મારી વાડીમાં બોર બહુ સારાં થાય છે, તમારે ખાવા લાયક છે. ત્યારે તે શેઠે કહ્યું કે, ભલે, કોઈ દિવસ વાત, ફૂરસદે આવી જઈશ. એ પછી તે શેઠ એ વાડી પાસેથી નીકળ્યો, ત્યારે ત્યાં રસ્તા પર પાકેલાં બોર ચાખી જોયાં, પણ તે બહુ ખાટાં લાગ્યાં. એ પછી પેલા બગીચાવાળો તે શેઠને મળ્યો. ત્યારે તે શેઠે કહ્યું કે, તમે તો તમારી વાડીના ફળ બહું વખાણતા હતા, પણ તે તો બહુ ખાટાં છે. મેં એક દિવસ ચાખી જોયાં. ત્યારે તે બગીચાવાળાએ પૂછ્યું કે, તમે એ બોર ક્યાંથી ખાધાં? ત્યારે શેઠે કહ્યું કે, તમારી વાડી પાસેથી હું નીકળ્યો હતો, ત્યારે રસ્તા ઉપર પડેલાં થોડાંક બોર ચાખી જોયા, પણ તે બધાં ખાટા. ત્યારે તે બગીચાવાળાએ કહ્યું કે, એ ખાટા બોર તો બહુ દૂરથી મંગાવીને ખાસ ત્યાં વાવેલાં છે, મીઠાં બોર તો વાડીની અંદર વચ્ચોવચ છે. આ સાંભળીને શેઠે પુછ્યું કે એમ કરવાનું શું કારણ? ખાટા બોર તે ચાહીને કોણ વાવે? તે બગીચાવાળાએ કહ્યું કે, મીઠાં ફળનું રક્ષણ કરવા માટે બહારના ખાટાં ફળ રોપેલાં છે. અટકચાળાં છોકરાંઓ બહારનાં ખાટાં ફળ જોઈને ચાલ્યાં જાય ને અંદરનાં મીઠાં ફળને નુક્સાન ન કરે, માટે એ ખાટાં બોર તો રસ્ત્ે ઉપર જે દરવાજા ઉપર ખાસ રોપવામાં આવેલાં છે. એ પછી શેઠ બગીચાવાળા સાથે વાડીમાં ગયો અને અંદરનાં મીઠાં ફળ ખાઈને ખુશી થયો. આવીજ રીતે વ્રત, ઉપવાસ, તીર્થ, સ્નાન, દાન, દર્શન, યમ, નિયમ, વગેરે ધર્મની શરૂઆતનાં પગથિયાંનું જ્ઞાન આપણને સત્સંગમાં મળે છે, અને તે આપણને કઠિન લાગે છે; પણ અંદરના આત્મિક આનંદનું રહસ્ય કાંઈ અલગજ છે. માટે દરવાના ઉપરનાં ખાટાં ફળથી નિરાશ નહિં થતાં અંદર ઘૂસો. જે મજા છે તે અંદર છે. ધર્મના રસ્તામાં આવતાં સ્નાન, દાન, વ્રત, વગેરે તે ધર્મની વાડ છે. ખરા ફળતો સત્સંગથી થતી ભક્તિની અંદર છે. માટે કાંટાવાળી વાડ જોઈને ભડકી જઈ ફળની મજા ન છોડી દો.

# શ્રીચતુર્થકુમાર શ્રીગોકુલેશપ્રભુ વ્યકત બત્તિસ લક્ષણ

## ઉનતીસમો લક્ષણ - પાખંડ ન કરવું.

અબ ઉનતીસમોં લક્ષણ કહેત હેઃ - જો ફેરિ વૈષ્ણવકો એસે ચહિયે જો સેવા માનસી બુદ્ધિસો કરે. પાખંડ ન કરે. જો પાખંડતે પાખંડ પ્રાપ્તિ હોત હે; તાસો શ્રીજી દુરિ રહેત હે. પાખંડકો કરનવારો હુ અન્યાશ્રયી સમાન હી જાનનો. પાખંડ મહા અધર્મ હે. પાખંડ સો ભજન નાંહી હોત હે. કાહેતે-જો વાકે

મનમેં પાખંડકી વાર્તા છાય રહી હે, સો સેવામેં પ્રભુકો ભજન ભુલાવત હે, જો દુરાત્મા હોત હે તાકો શ્રીજી પાખંડ બુદ્ધિ દેત હેં. તાકો હેતુ યહ જે દુરાત્મા સો દૂરિ રહેત હે. તાતે વૈષ્ણવકો કહ્યો હે શ્રીજીકો સ્મરણ કરત હી રહેનો. પાખંડ ન કરનો. ૨૯

।। ઇતિ શ્રીઉનતીસમો લક્ષણ સંપૂર્ણમ્ ।।

સંકલનઃ- દાસ ગોપાલ, જૈ જૈ શ્રીગોકુલેશ પરિવાર, વડોદરા

## આશ્રયકો પદ

### શ્રીકન્હૈયા પ્રભુ (શ્રીવિઠ્ઠલેશરાયજી) કૃત આશ્રય કો પદ

શ્રીગોકુલપતિકે પ્યારે આયે મેરે પરમ મનોહર સુંદર દીસત મસ્તક દંડાકારી।
વિવેક અનન્યતા કહીયે તુલસીમાલ ગલેંમે ધારી ।। ૧ ।।
ઓર નહી મુખકો સંભાષણ વલ્લભ નામ ઉચ્ચારે ।।
હૃદયકમલમેં સ્વતઃનિરંતર શ્રીગોકુલેશ ચિત્ત ધારે ।।
વિઠ્ઠલ કહે પ્રભુ ગોકુલેશ પ્રભુ જીવન પ્રાણ હમારે ।। ૨ ।।

**।। શ્રીવલ્લભનો સંબંધ ।।**

*શ્રીમહાપ્રભુ સંબંધ વણ, કશું નહીં ફલ થાય;*
*પુષ્ટિ સૃષ્ટિની રીત એ, જગનો જુદો ન્યાય ।।*

*-દયારામભાઇ*

*આ પુષ્ટિમાર્ગમાં તો શ્રીવલ્લભનનો સંબંધ વિના કોઇપણ પુષ્ટિમાર્ગનું ફલ મળતું નથી, પુષ્ટિ પ્રભુ પણ શ્રીવલ્લભનેજ વશ છે. શ્રીઠાકોરજીને ભોગ ધરતી વખતે શ્રીવલ્લભની કાની અપાય છે, તેથી સામગ્રીમાં શ્રીવલ્લભનો સંબંધ થયા પછીજ શ્રીઠાકોરજી અરોગે છે.*

*વલ્લભાખ્યાનમાં પણ કહ્યું છે કે રાધા અધર સૂધા વિના પિયુંને બીજું તે કાંઇ ન ભાવેજી. એટલે શ્રીવલ્લભની કાની દેવાથી શ્રીવલ્લભ પહેલાં અરોગે છે, અને પછી શ્રીવલ્લભનું અધરામૃત થયેલ સામગ્રીનો શ્રીઠાકોરજી અંગીકાર કરે છે. આવો શ્રીવલ્લભની કાનીનો ભાવાર્થ છે, પુષ્ટિમાર્ગની આવીજ રીત છે અને જગતમાં જે મર્યાદા ભક્તિમાર્ગ છે તેની રીતિ- અને પ્રીતિનો ન્યાય જુદો છે. એટલે મર્યાદામાર્ગમાં શ્રીઠાકોરજી સાક્ષાત્ આરોગતા નથી, દૃષ્ટિ કરે છે, અને પુષ્ટિમાર્ગમાં તો શ્રીવલ્લભના સંબંધવાળી સર્વ સામગ્રી-વસ્તુઓનો શ્રીઠાકોરજી પ્રસન્નતા પૂર્વક અંગીકાર કરે છે. જેમ પ્રેમીજનના સંબંધવાળી બધી વસ્તુ પ્રેમીજનને પ્યારી લાગે છે, તેમ શ્રીવલ્લભનો જેમાં સંબંધ છે, તે બધી વસ્તુ શ્રીઠાકોરજીને અત્યંત પ્યારી લાગે છે, પુષ્ટિમાર્ગની આવી રીત છે.*





### || ShriGokulesho Jayati ||

# Shrimad Vallabhacharyaji – Vijayanagar

(Expression by Prof. Jethalal G Shah)

**Vijayanagar** : - The leader of the Madhava School then got up and briefly stated his view accordingly. “The Madhava School believes in God, soul and matter as eternal and real but it considers God alone as independent. He is the creator, preserver and destroyer of the universe. He is transcendental as well as imminent - as the inner ruler of the soul. He is perfect personality. He is pleased only by devotion. Souls are many and atomic. They are different from God. God is not a material cause but an efficient cause. The soul cannot be identical with God even in liberation. We believe in dualism”. With these words he took his seat.

Vidya-Tirtha, being asked presented his view. He arose and said, “The Shankarite School believes in the Non-Dualism of Brahman. Brahman is formless and destitute of qualities. Absolute Brahman does not create the world but Brahman under the impact of Maya creates it. Creation is not real but only apparent. Souls are not many or essentially different from one another. There is only one soul which is Absolute Brahman but due to our Avidya (Ignorance) Brahman appears as many. As a matter of fact there are no distinctions between the world, the soul and Brahman. Their appearance as the world and the soul are only phenomenal.”

“The way to realise ultimate Brahman is by knowledge. Ignorance (Avidya) is the cause of bondage but knowledge is the means of release from it. In the liberated state of soul becomes identical with Brahman. To state briefly, our position is that there is one ultimate principle which is non-dual in its absolute character. The apparent differences between world, soul and Brahman are due to Maya (illusion). We believe in Indeterminate Brahman. ”

Having thus heard both sides, ShriVallabhacharya stood up to express his views and all who were present listened to him with rapt attention.

“I have heard the arguments from both the sides. The fundamental issue to be resolved is whether the Upanishads teach Dualism or Non-Dualism. Well, I shall discuss this question, basing my views on the authority of the four scriptures namely, The Vedas, The Gita, The Brahmasutras, and The Bhagavata. I shall not resort to any other proof.

Of course, Brahman is one but my study of the scriptures convinces me that Brahman is not only qualityless or formless, but also has both. We come across two kinds of descriptions in the different passages of the Upanishads - one relating to the quality-less and the other to the qualified, Brahman. We take the qualified one to be personal. The passeges referring to Brahman is quality-less deny absolutely the qualities, attributed to Brahman in other passages. We are therefore, faced with a puzzling question as to which of the passages should be taken as the truth. If we accept any of these views, then, we accept only one half of the truth but not the whole truth. This will further lead us to the supposition that the Vedas are self-contradictory. But to entertain such an opinion is not correct. The Vedas, being the breath of God cannot be self-





contradictory. Brahman, is divine and formless. He is bodyless and yet dwells in the bodies. He is neither internal nor external. He is neither being nor non-being. This describes Brahman as indeterminate and quality-less. On the other hand, Chapter 1, Verse 1 of the Mandukya Upanishada refers to Brahman as Omnisicient. Katha Upnishada (2.5.12) says that Brahman is a controller of all beings". Brahman is one, but assumes many forms. Taitriya Upanishadh (2.1) describes Brahman as embodiment of truth, knowledge and bliss. The Brihadaranyak Upanishads (1.5.15) regards Brahman as possessing hands, feet, eyes, ears and head turned in all directions. This means the Vedas describe one Brahman but in two aspects. One aspect is the positive, determinate or qualified and the other is negative, indeterminate or quality-less aspect. They represent Brahman from both points of view. We must suppose that the Vedas teach two Brahmans. There is no difference between the Absolute (Impersonal) and Maya conditioned (Personal), Brahman described in the Vedas as supposed by ShriShankaracharya.

"It is not correct to say that Absolute Brahman alone is the supreme reality and that the personal or qualified Brahman is secondary. If we accept this erroneous view, then we must reject the Shruti which emphatically declares that Brahman is the only one without dualism. If this is not the meaning then why should the Shruti have added the words "only" and "without dualism"? The basic truth according to the Upanishads is that Brahman is one even though He is the creator of the Universe and is possessed of qualities."

"Those who argue in favour of the quality-less Brahman do not seem to realise that even to describe such a Brahman they have to use terms like inaccessible, bodiless etc. Do not these terms imply the qualities of Brahman in a negative way? Brahman is so great that He is beyond description or comprehension. The author of Brahma-Sutras has considered the question in Book-III, Chapter 2, and has reconciled the two views in the amphorism-III-2-22 by stating the Brahman is both determinate and indeterminate. The indeterminate denies earthly qualities and the determinate affirms that Brahman possesses divine qualities. This means that Brahman is not destitute of qualities which are beyond comprehension and divine. This is the right interpretation, otherwise how can the Shruti declare that Brahman, though without hands and feet is a runner and holder of things? If Brahman has no hands, how can He hold anything? And if He has no feet, how can He run? The acts of holding and running presuppose the existence of hands and feet. WE cannot see His hands and feet because they are divine. Brahman is not formless. His form consists of Bliss (Anand) which is His essence just as sweetness is the essence of a thing made only of sugar. Similarly, Brahman's bliss is everywhere. In this sense, Brahman is personal. The qualities or attributes of Brahman are manifested in all things. Each thing is expressive of a particular quality of Brahman. There is nothing that does not reveal Brahman's quality. The etymological meaning of the word 'Guna" (Qualtiy) is: 'a thread by which things are bound. Matter or nature consists of Three Gunas, Sattva, Rajas and Tamas, which have an impact on the soul during worldly existenc.e But Brahman is not influenced by them at all. So Brahman is conceived as "Nirguna" or quality-less.





"Brahman is conceived in the Upanishads both positively and negatively. According to the Gita Brahman is determinate and indeterminate. The Mayavadins' concept of Brahman seems to be incorrect. It is contrary to the Upanishads. "

" Accordings to the Shankarite view, Brahman is indeterminate, but He appears as determinate due to the Maya (illusion). Let us examine this view. The Maya theory has no basis. I have read all the Upanishads but I have not come across the word Maya in the sense of Illusion except in the Shvetashvatara Upanishad. The Maya-theory is not supported by the Upanishads. The Gita uses it in the sense of Brahman's power. The Brahman-Sutras have used it only once in Book III, Chapter 2 with the reference to the dream-phenomena, which are false. The Bhagvata Purana refers to it, only to bring home to us that our attatchment to worldly life is the cause of bondage in this world and to reach that the goal of God-realisation requires detatchment from worldly attractions. Maya is the power of God. It is dependent on God (Brahman). It is only an instrument of various forms of creation which are not illusory. If Shankara's theory is accepted, then Maya will have to be regarded as the Controller of Brahman. In that case, Maya will be the Supreme Principle and not Brahman. That is a false position which will be unacceptable even to Shankara. Maya has no locus. Brahman cannot be its locus because the nature of Brahman is opposed to that of Maya. You cannot say that Maya or ignorance conceals the nature of Brahman. If it is so, then Brahman cannot be considered self-conscious or self-luminous. Is Brahman positive or negative? I do not think the Mayavadins can give a categorical answer to that question. To describe Brahman as indescribable is itself contradictory. The very word 'indescribable', itself qualifies it. Brahman is beyond any proofs-perception, inference or verbal testimony (scriptures). It is argued by the Mayavadins that by the knowledge of the attributeless Brahman, ignorance is dispelled. This is incorrect. There can be no knowledge of an attributeless thing. If the Mayavadins consider Maya as a positive thing, then I maintain that ignorance which has positive existence cannot be removed. ShriRamanujacharya also rejects the Maya-theory of Shankaracharya. Bhaskara with a view to examining this theory has advanced many arguments against it. It seems to me that Shankaracharya conceived the Maya-theory under the influence of Gaudapadacharya whose sympathy lay with Buddhism. Finding apparent contradictions in the Upanishads concerning the nature of Brahman both as determinate and indeterminate, Shankaracharay utilized the Maya-theory to support his view.

Now regarding Brahman's causality, I would invite your particular attention to the opening part of the Brahma-Sutras. The aphorism in Book 1 Chapter 2, Verse 1 says that Brahman is the cause of world. In Book 1, Chapter 2 and verse 3, Brahman is said to be the material cause and in Book 1, Chapter 2 verse 4 to 10. It is known as the efficient cause of the world. In Book II, the position of Samkhya, the Nyaya, Vaisheshika, the Buddhistic and the Jain Schools, is considered and the author of the Brahma-Sutras finds their view unacceptable. The universe is the manifestation of the behing aspect of Brahman. It is an aspect of His Sport or Lila, the result of His will.

The Brahma-Sutras do not attribute the creation of the world to Maya-conditioned Brahman. The material of efficient cause of Its Being is due to Maya. Brahman is not illusory, but real.

Taittiriya Upanishad 3.1, Brihadaranyaka Upanishad 2.7.4 to 6, Chhandogya Upanishad 25.2, 6.2.1, 6.1.4, Aitireya Upanishad 1.1.1, 2, Prashna Upanishad 6.3 all these support the view that, Brahman is both a material and efficient cause. The Gita chapter 6 & 7 throw further light on this point.

Now I come to the question regardint the relationship of the universe and the soul to Brahman. I consider the universe as real and as a part of Brahman's being, possessing Its essence. It had its existence in Brahman before creation and it will ultimately return to it. In all conditions casual or eternal it has existence and therefore it is real. It is not different from Brahman. It is of God and belongs to HIM. I differ from the Mayavadins who consider the world as an illusion. I differ, also, from the Madhava School which maintains that the universe and the souls are different entities from Brahman. The universe and the sould are Brahman's manifestations and so, they are essentially one with Him. The universe represents the being aspect of Brahman and the soul, His consciousness aspect. The universe and the sould are not His attributes but parts. Their relation to Him is that of a part to the whole. On the one hand, I support Non-dualism but not that of the Mayavadins. On the other hand, although I reject eh dualism of the Madhava School, I agree with its rejection of the Maya-theory. That is all I have to say about this controversial matter. Now it is for the arbitrator to decide whether my views are correct or not.

When he concluded his discourse, Vyas-Tirtha requested him to clarify his conception of Advaita.

ShriVallabhacharya replied, I accept Advaita (Non-Dualism) but not that of Shankracharya: because He considers that the Universe and the soul are unreal, due to Maya. I consider them as real and as the pure essence of God. Shankracharya believes only in Absolute Brahman. His philosophy is known as Kevala-Advaita. Mine is Shuddha-Advaita. My Non-dualism is pure and unmixed with the Maya conception. I recognize no difference between Absolute Brahman and Relative Brahman. To me Brahman is one in both the aspects. Everything is Brahman and Brahman is everywhere. My Shuddha-Advaita is nothing but Brahma-Vada in its pure form. It differs from Ramanuja's Vishistadvaita; because Ramanuja considers the universe and the soul as Brahman's qualities, whereas I consider them as part and parcel of Brahman, representing His being and consciousness. Madhava is a dualist. He accepts Brahman as a creator, But he considers the universe and the soul as different from Brahman. Bhaskara and Nimbarka are partly dualists and partly non-dualists. I consider the Shuddha-Advaita school as holding the correct view of the nature of Brahman in consonance with the Upanishads, the Gita and the Brahma-Sutras. The Vaishnavaites expound the nature of Brahman better than the Mayavadins whose views have distorted the Shrutis in order of popularize their own theory. Brahman is as one, the material and efficient cause of the universe. He can be realized not by knowledge but by devotion. I fully endorse the Madhava school's stand in holding up Devotion as the supreme means of God-realisation.

***.....to be continued***

|| ShriGokulesho Jayati ||

# Some Quotes – Understanding ShriVallabh Sampraday




- Lord Shri Krishna says – "I have created the four fold system of the mankind according to their inborn qualities and preferences to their deeds".

Gita 4/3

- "The Brahman has made Himself manifest as the matter (Vishaya) of the whole creation but the reality is concealed by the operations of Maya (Vishayataa)".

Subodhini 2/9/33

- "Out of these, the path of Gyaan is efficious for those who have lost all charm for the fruits of ritual acts of the Veda considering it to be full of sorrow and accordingly have abandoned such acts. Whereas the path of action is effectual for those who hanker after the desired fruits and whose mind has not therefore recoiled from such acts. To the man however, whose has sprouted the seed of my love by some good stroke of fortune a zeal for hearing my stories and chanting my name. Who is neither disgusted with the pleasures of the senses nor is deeply attached to them, the path of devotion befits such a person as a form of God Realisation".

B.M.Canto 11/Chapter 20/Shlokas 6-8





- "O Uddhav, listen to well protected secrets that I shall recite to you now. The reason for sharing this well gaurded secret is that you are my sincere friend and follow me with utmost servitude and therefore also dear to me".

B.M.Canto 11/Chapter 11/Shlokas 49

- "To a person of the mediocre level of the spiritual quest, the creation as a whole seems as the manifestation of Lord Shri Krishna in the form of essential cause but the person of the highest level of spiritual quest perceives the creation as the manifestation of Lord Shri Krishna – Himself. All the worlds, immediate and beyond, are forms of the Lord. Everything all the phenomena is the Brahman is the gist of the Shruti - the word of the Vedas. This is how the ones who traverse the path of spirituality should perceive the reality. It is the Brahman in the form of all perceptible worlds as the created and the creator, as the protected and the protector, as the slayed and the slayer, the birth and the death, the beginning and the end – all this is mere assumption of the intelligence the reality becomes apparent for the process of Aavirbhaava and do not remain apparent for the process of Tirobhaava. This is the true approach of Brahmavaada. The rest of the theories are nothing but deceptive presumption of the thinkers".

T.D.N. 2/182-184

- "The Vedas, the utterances of Shri Krishna in Shri Gita, the Vedant aphorisms of Shri Ved Vyas and Shrimad Bhaagavat Mahaapuraan obtained by Shri Ved Vyas in his divine trance are the prime source of proof of the reality".

T.D.N.1/7

- "The words of these four divisions of the scripture coordinated into singular statements and propositions are capable of producing the true knowledge".

T.D.N.Prakash 1/7

- "The Parmatman can neither be reached nor realised by the instrumentality of intelligence i.e. by all the intrinsic resources combined nor could be realised through any amount of extrinsic resources. He can be reached and realised only by someone who is chosen and the selected one".

Katho.Upa.1/2/23; Munda.Upa.3/2/3

❖ "Only the ones endowed by the Divine Grace, reach the stage of fruition on the path of Bhakti, for Grace is the seed of this fruitful stage of being".

T.D.N.2/226

❖ "The instrumentality of Grace in the case of a selected or chosen Jiva can only be deciphered by his/her inclination and attitude towards the path of Bhakti".

T.D.N.Prakash 2/226

❖ "The deep emotional love is Bhakti which has sprouted, bought to the surface and made very strong obliterating every possibility of straying away by the gradual enlightenment of the Divine Exploits of Lord Shri Krishna".

Naarada Panchraatra

❖ "Lord Shri Krishna should be worshipped forever with the natural attitude of Sarvaatmabhaava as explained in the Bhaagavat Shaastras/with the attitude of inborn emotions cultivated towards Shri Krishna, the Lord of the Vraj. This is the only form of Dharma for a Pushtimaargiya. No other form of Dharma can ever become applicable to him".

The Shodashgranthas/Chatushloki 1

❖ "Only the Vraj-Swaminis are the 'Guru' in Pushtimarg".

Subodhini 10/26/1

❖ "The state of emotion of the Vraj Bhaktas can be achieved only through the instrumentality of Bhaavana i.e. constantly delving into the Lilas by contemplation".

The Shodashgranthas/Sanyas Nirnaya 8

❖ "One who has developed the deep attachment in the regular performance of Seva and in the four folds treatment of Shravan, Manan, Chintan and Kathan of Katha for his lifetime, the Jivaatman and the senses of such a person are certainly saved from being ravaged by the assailing forces of Avidyaa - is my firm belief".

The Shodashgranthas/Bhaktivardhini 9

- "Now I shall enumerate the means to cultivate and culminate the seed of Bhakti, if the potential of Bhakti has already sprouted forth and become strong enough to survive the worst roughness of the surroundings. One should renounce everything for the final fruits through the instrumentality of Shravan and Kirtan. For those who have not reached the ripened state of Bhakti, the course is to stay in their house, observing the rules and regulations of one's Atmadharma-Pushtimaarg and of Varna and Ashram, while worshipping Lord Shri Krishna by means of Puja, Shravan, Manan, Chintan and Kirtan and abstaining from the attachments, earnings and worldly proceeds".

The Shodashgranthas/Bhaktivardhini 1-2

- "The ambition and the purpose of mankind are named as Dharma, Artha, Kaam and Moksha by the great savants, the seers. As established by the Lord and the Jiva they are classified into two different divisions".

The Shodashgranthas/Balbodh 2

- "Lord Shri Krishna should be worshipped forever with the natural attitude of Sarvaatmabhaava as explained in the Bhaagavat Shaastras/with the attitude of inborn emotions cultivated towards Shri Krishna, the Lord of the Vraj. This is the only form of Dharma for a Pushtimaargiya. No other form of Dharma can ever become applicable to him. The only obligation for a Pushti Bhakta is to serve his Swami Shri Krishna who has become his true wealth-Nidhi by His own liking and accepted him as His own. The Lord of Vraj concerns Himself and carries out everything in regard to Bhakta; therefore he (Bhakta) should become carefree of all his worries. If a Bhakta has adorned the Lord in his heart by the means of Sarvaatmabhaava, after this accomplishment at this point, Shri Mahaprabhu asks, Speak O Jiva, Having adorned the Lord in your heart, what else remains for you to achieve through the collective instrumentality of the worldly and the Vedic measures. Therefore always remember and serve the Divine Feet of the Lord of Gokul, never ever give up doing so".

The Shodashgranthas/Chatushloki

*collection:- das gopal, jai jai shrigokulesh parivaar, baroda.*

વર્ષ ૩ અંક ૩ અષાઢ સુદ ૧૧, ૨૦૬૫

અદ્‌ભુત પ્રકાર વલિ કહુ, સુણો જે અલૌકિક લીલા એહ;
સહુ ભક્ત મનોરથ પૂરવા, હીંદોલે બેસે તેહ. ૧
એ પ્રાર્થના અત્ય ઘણી કરી, પ્રથમે માગ્યું માન;
તે વચન સંભાલાં આપણાં, કૃપા કરી દીધું દાન. ૨
તે વિસ્તારે ક્યાંહાં લગી કહું, સહુ અનુભવ જાંણે મન્ન;
મનોરથ અંગે પહોંચવે, પોતે સદા પ્રસન્ન. ૩
તે વિસ્તારે કરી કહું, હીંદોલો અતિ રસરૂપ;
માહાલીલા અનુભવ કરે, શ્રીગોકુલ કેરો ભૂપ . ૪



# શ્રીગોકુલેશ પાઠશાળા

શ્રીદેવશયની એકાદશી વ્રત (ચાતુર્માસ નિયમ)